# ઇરાનનું અણમોલ મોતી

યાને

# માઝંદરાની મોહબ્બત.

"પોલીટીકલ ભોમીઓ" ઉપરથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

પઠાણ નીઝામખાન નુરખાન વકીલ.

અમદાવાદ.

આવૃત્તી પહેલી — નકલ ૫૦૦

સને ૧૯૨૫ — હી. સ. ૧૩૪૪

કીંમત ૧-૮-૦



# પ્રસ્તાવના.



આ નવલકથા મૌલાના રાશેદુલ ખયરીની એક ઉર્દૂ નોવેલપરથી મારી નુ. ચ. દીકરી ખદીજાએ અનુવાદ કરેલ છે અને તેને મારા નુ. ચ. ફરઝંદ ઈસ્માઇલે સુધારેલ છે, જે "પોલિટિકલ ભોમીઓ" પત્રમા પ્રગટ થઈ ચુકી છે.

આ નૉવેલમા ખરૂં જોતાં તો ઇરાન ઉપરના ઇસ્લામી હુમ્લાઓનો સંક્ષિપ્ત ઇતિહાસ રજુ કરવામાં આવ્યો છે. એમાં મુસલમાનોના વિજય વર્ણનોનો ટુંક અહેવાલ મળી આવે છે. ઈસ્લામી લશ્કરની નીતિમત્તા અને સદાચારનો પુરાવો પણ નજરે પડે છે. જ્યારે ઇરાની સૈન્યો અને શાસનકર્તાઓના એશઆરામ તથા વ્યાભચાર વૃત્તિઓનું ચિત્ર પણ આલેખવામા આવ્યું છે.

ઇસ્લામના વિરોધીઓ ઇસ્લામ તલ્વારથી ફેલાવવામા આવ્યો છે એવો આરોપ મૂકે છે, પણ તેઓ આ નવલકથામાં જોઈ શકશે કે, મુસલમાનોની યુદ્ધનીતિ કેવી ઉત્તમ હતી. તેઓ ઇસ્લામનો બળાત્કારે અંગિકાર કરાવવાને, કે બળાત્કારે રાજ્યનો વિસ્તાર કરવાને યુદ્ધ કરતા ન હતા; બલ્કે દુર્બળોને સબળોના જુલ્મી પંજામાથી છોડાવવા—મઝલૂમોનો ઉધ્ધાર કરવા અને સુલેહ શાંતિને સ્થાપિત કરવા માટે યુધ્ધમા ઝઝુમતા હતા. તેમા પણ વળી એવી શરતો રજુ કરતા કે "ઇસ્લામ સ્વિકારો, અથવા જિઝયા વેરો આપો અથવા તલ્વારનો મુકાબલો કરો." શું જગતમા કોઇપણ પ્રજા પોતાના ધર્મનો



આવો નિર્દોષોના લોહીથી ખરડાયા વિનાનો ઇતિહાસ રજુ કરી શકે એમ છે ? નહીંજ. વળી યુધ્ધમાં પણ સ્ત્રી, બાળકો અને ઘરડાઓને નહીં મારવાનો અને જો સ્હામાવાળા નમે તો તલ્વારો મ્યાનમા મૂકી દેવાનો ખાસ ધાર્મિક નિયમ હતો.

આ નવલકથા માત્ર યુધ્ધ વર્ણનથી ભરપૂર નથી, બલ્કે એક પ્રેમકથનિ પણ તેમા સમાએલી છે. અતિ સૌંદર્ય એ પણ એક બલા છે-એક આફત છે, તેનુ આ નવલકથામા અતિ ઉત્તમ ઉદાહરણ અપાયેલુ છે. પ્રેમપિપાસુ લલના ગમે તે ભોગે પોતાનો હેતૂ સિધ્ધ કરવા મથન કરે છે અને જર, જવાહિર તથા સલ્તનત સુધ્ધાને ઠોકરે મારી, ગરીબ, મુફલિસ, કંગાલને મનમાજ વરમાળ પહેરાવી દઇ, તેના વિયોગ દુઃખમાજ રાત્રિદિવસ ઝૂરે છે, બાપ અને ભાઇનું પોતાનાં નજરો સ્હામે રક્ત રેડાવા છતા, પોતે આંધળી થવા છતા, પોતાના નિશ્ચયમા અડગ રહે છે અને અંતે પોતાના ઇચ્છિત પ્રેમપાત્રને મેળવે છે. આ આ નવલકથાનો સાર છે. ઇસ્લામી રણધીરોની અડગ વીરતા અતિશય વીરોત્તેજક અને નામર્દને પણ મર્દ બનાવે તેમ છે.

આ વાર્તા જ્યારે પોલિટિકલ ભોમાઓ પત્રમા ચાલુ હતી તે વખતે તે પત્રના કેટલાક કદરદાન ગ્રાહકોએ પુસ્તકરૂપે તૈયાર કરવાની ઇચ્છા જણાવતા આ સાહસ ખેડી તેને તૈયાર કરેલ, પણ અમારા ઉપર આવી પડેલ મુશીબતોના કારણે છાપી તૈયાર રાખેલ પુસ્તક વ્હેલું બ્હાર પાડી શકેલ નહીં તે હવે ખુદાની મહેરબાનીથી પુસ્તકરૂપે તૈયાર થતા પબ્લીક સમક્ષ રજુ કરતા ખુદાના શુકર ગુજારૂં છઉં અને દુવા ચાહુ છુ કે—ઇસ્લામી બિરાદરો તેની કદર કરશે.

પ્રુફની કે નામની જોડણીમા ભૂલો રહેવા પામી હશે તો તે ખાતે વાચક દરગુજર કરશે.

પ્રગટકર્ત્તા.

# સમર્પણ.

અતુલ સ્નેહપૂર્ણ હૃદયવાળી, શુદ્ધપતિ સેવાના જીવન આદર્શવાળી, કર્તવ્યપરાયણા, જન્નતવાસી હે માત ! તારા પવિત્ર આત્માના ચર્ણોમા આ પુસ્તક અનન્ય ભાવે ભેટ ધરૂ છું.

**હે, માત !**

ત્હારા ખોળામા મ્હેં માતૃપ્રેમનો અનેરો રસ ચાખ્યો, તારી મમતાએ અને તારા વાત્સલ્ય ભાવે બાળવયથીજ સંતાન સ્નેહના અનેક પાઠ ભણાવ્યા, તારા શુદ્ધ હૃદય અને સદાચારી જીવને મ્હને અનેક શુભ સસ્કારો આપ્યા.

હા, જનની ! જો તું આજે જીવિત હોત તો તારા પ્યારાં બચ્ચાએ તૈયાર કરેલી આ નવલકથા પુસ્તકાકારે પ્રગટ થયેલી જોઇ કેટલી બધી ખુશ થાત ! ? માતા ! જન્નતમા પણ આનંદ તો પામીશજ, અને

**જન્નતમાં બેઠી બેઠી**

તું અમો કૌટુમ્બિજનોને દુઆઓ (આશીર્વાદ) દઈશ અને એજ હું તારી પાસે માગું છું.

તારો માતૃહીન પુત્ર

**નિઝામખાન.**





# મોહર્રમનો મહિમા.



કરબલાના હૃદયભેદક ઇતિહાસનું વાર્તારૂપે દીલને ટુકડા કરી નાંખે તેવી શૈલીમાં તૈયાર કરેલું અને ના૦ પીર મોટામીયાં સાહેબે સુધારેલું આ અપુર્વ પુસ્તક તૈયાર છે. આ પુસ્તક બંગાળી ઉપરથી અનુવાદ થયેલ છે, કે જે બંગાળીની બારમી આવૃતિ છે આ જ આ પુસ્તકની સર્વોપરીતાની સાબીતી છે.

ઉંચા એન્ટીક પેપર ઉપરના લગભગ ૩૦૦ પાનાના સોનેરી પાકા પુંઠાના હળદાર પુસ્તકની કીંમત રૂા. ૩-૦-૦ પો. જુદું. માત્ર ૫૦૦ નકલો છાપેલ હોવાથી વહેલો તે પહેલો.

લખોઃ-નીઆમખાન નુરખાન વકીલ.

મીરજાપુર રોડ અમદાવાદ.



# ઇરાનનું અણમોલ મોતી

## યાને

# માઝંદરાની મોહબ્બત.

## પ્રથમ ખંડ.

---

(૧)

ઇસ્વીસનની ત્રીજી સદીનો ચોથો હિસ્સો પણ ખતમ થયો નહોતો તેટલામાં ફારસ–ઇરાનના એક ભાગમા બળવાની આગ એવી ભડકી કે મર્દ કે ઓરત, જવાન કે વૃદ્ધ, સહુએ મક્કમ ઠરાવ કરી લીધો કે જ્યા સુધી પરદેશી ધુંસરી ગરદનપરથી ઉતારી નહીં નાંખીએ ત્યાં સુધી ચેનથી બેસીશુ નહીં ફારસ પ્રાન્ત તે વખતે બરની કોમની સત્તા તળે હતો અને જો કે રઇયતને ઘણા હક્કો આપવામા આવ્યા હતા તો પણ વતનનો જોશ ઉભરાઇ ગયો, પરદેશી અમલ નીચે રહી ગુલામીની જીંદગીથી જીવ કંટાળી ગયો. એકાએક ઉર્દશીર નામના એક શખ્સનો અવાજ સ્વતંત્રતાનો પડઘો પાડતો હવામા ગુંજ્યો. વખત ગંભીર અને લડાઈ ગઝબનાક હતી. લાશોના ઢગલા જ્યા જુઓ ત્યાં લાગી પડયા હતા. ફારસીઓનો જોશ વખાણવાલાયક હતો. માતૃભૂમીના મુબારક કદમોપર જાન નિસાર કરતા હતા પણ પગ પાછળ હઠતો ન હતો. એક થઇ લડયા, લડીને પડયા, પડીને ઉઠાયા અને ઉઠાઇને મર્યા. જમાનાએ મદદ કરી અને ફતેહે કામયાબીનો સેરો ઉર્દશીરના માથે બાધી, ફારસમા સાસાની હુકૂમતનું બીજ રોપ્યું. આ બીથી ઉગેલું ઝાડ મોટું થઇ ફળ આપતું થયું અને નવશીરવાનના હાથે 'અયવાને કસરા'ની બુનિયાદ નખાણી. જમાનાના ચક્રરે કેટલીએ હુકૂમતો ખાક ભેગી કરી, અને શાહી તાજ પરવીઝના માથાપર મેલી દીધો.

આ તે વખત હતો કે જ્યારે ખાકે–અરબથી એક એવા પાક પુરૂષ પેદા થયા કે જેની સચ્ચાઇએ કસરાના મહેલનો પાયો હચમચાવી મેલ્યો અને ખુદાની એકતાના અવાજથી જમીન આસમાન ગુંજી ઉઠયા. પરવીઝને

જ્યારે ઇસ્લામની દાવત આપવામા આવી ત્યારે બળીને ખાક થઈ ગયો કસદ મજબૂત હતો અને ઇરાદા મોટા, કોશિશની શરૂઆત હતી અને વિરૂદ્ધતાની પહેલ, હિંમત પુરી હતી પણ ફુરસત થોડી, મોતે મોહલત ન આપી અને દીકરાને હાથે કતલ થયો.

શીરવયા બાપને મારી પોતે તખ્ત પર બિરાજ્યો પણ ઉમરે વફા ન કરી. સલ્તનતના તખ્તે ઘણા પલટા ખાધા અને શાહી તાજ ફરતું ફરતું મર્દોના માથા પરથી એ ઓરતોના નસીબમા આવ્યું કે જેઓ પૂરાનદુખ્ત અને અઝરમીદુખ્તના નામે મશહૂર થઈ, પણ તેમનો જમાનો પણ વરસાદના છાટા જેવો હતો. તે થોડા અરસામા પુરો થયો અને સલ્તનત યઝદગુર્દના નસીબમા આવી કે જેણે પોતાની સાથે હુકૂમતને પણ હંમેશની ઉંઘમા સુવડાવી દીધી

યઝદગુર્દના રાજ્ય અમલમા માઝદરાન—કાસ્પીઅન સમુદ્રને કિનારે આવેલ ઉત્તર ઇરાનના એક સુબામા એક ઝઇફ ઉમરનો બાદશાહ મેડીયા રાજ્ય કરતો હતો કે જેને ફરજદમા માત્ર એક દીકરી મલેકા અબીલા હતી. મેડીયા હતો તો બરતી નસલનો પણ કઈ એવો બેદીન હતો કે તે અમુક ધર્મ માનનો એમ કહી શકાય નહીં અબીલા બાપની માફક બેમઝહબ તો નહોતી પણ ફારસીઓથી હળવું મળવું, માનુ પાલણ પોષણ, રઇયતની સોબત વગેરે કારણોને લઈને આતશપરસ્ત–અગ્નિપૂજક પણ હતી અને ખ્રિસ્તી પણ ખરી તેને બચપણથી રાજ્યવહીવટ તરફ લાગણી હતી અને તેથી તે રઇયતને ખુશી કરવામાજ રોકાએલી રહેતી જ્યારે યઝદગુર્દ ગાદીએ આવ્યો ત્યારે અબીલાની ઉમર ચૌદ વર્ષની હતી તેની ખુબસૂરતીનો સિક્કો દૂર દૂર સુધી જામી ગયો હતો, ખરી વાત તો એ છે કે અબીલા આખા ફારસની જાન હતી. આવી ખુબસુરત ઓરત આથી પહેલા કે પાછળ ફારસની ભૂમિથી બીજી પેદા નથી થઈ. તેનો ચહેરો જોઈ કુદરતી કારીગીરી આગળ માથું ઝુકાવી દેવું પડતુ હતુ અને કહેવું પડતુ કે ખરેખર. હુસ્ને સુસુફનો એક સરસ નમુનો ફારસમા પેદા થયો માત્ર ફારસજ નહીં પણ દૂરદૂરથી લોકો મેડીયાના આ ફુલને જેવા આવતા કે જેણે આખી ઇરાનની ભૂમિને મહેકાવી મેલી હતી.

અબીલાનો મહેલ નદી કિનારે એક એવી સુદર ઇમારત હતી કે જેનો કાચનો ફર્શ સંગેમરમરની દિવાલો શદ્દાદના બેહિસ્તનો નમુનો હતી. જુદી જુદી જાતના કોતરકામ અને સોના ચાદીના જડાવ કામ અને ગીલી-

ટથી મહેલની દિવાલો અને બારણા ઝગમગી રહ્યા હતાં. બાજુમા નહેરો ચાલતી હતી, ફુવારાઓ ઉડતા હતા, બાગ મહેકતો હતો, ફુલ ખીલી રહ્યાં હતા અને આવી રીતે માઝંદરાનનો આ ભાગ કસરાના મહેલને મહાત કરી રહ્યા હતો.

અબીલાની સુંદરતાનો ચેરાગ રોશન થતાંજ, તેના અજવાળાએ રાજ્ય મહેલને પહેલાથી પણ વધુ પ્રકાશિત કરી દીધો. ફારસની લગામ આ વખતે યઝદગુર્દના હાથમા હતી અને અબીલાનો સૌંદર્યતાના વખાણ સાભળી તેના મોહમાથી પાણી છુટતુ હતું. તેણે કેટલીએ વાર એવી કોશિશ કરી કે મલેકા તેની મહેમાન બને. પેગામ મોકલ્યા–મેડીયા પાસે મોકલ્યા. અબીલાને મોકલ્યા –પણ બુઢો બાદશાહ વાતે વાતમા ટાળતો રહેતો. યુનાન ગ્રીસનો સીપેહ-સાલારે મુકસ એકવાર નહીં પણ ત્રણ ચાર વખત એજ આશાએ આવ્યો પણ જેવો આવ્યો તેવો ગયો. મેડીયા આ ખ્યાલથી તો જરૂર ખુશ હતો કે ખુદાએ તેને એક એવી ખુબસૂરત દીકરીનો બાપ બનાવ્યો કે જેના પર સલ્તનતો ગાડી અને રાજાઓ કુરબાન થઈ રહ્યા છે: પણ આની સાથે એવી બીક હતી કે રખેને આ ખુબસૂરતી માઝંદરાનમા ખૂનની નદીઓ વહેવડાવી દે. અગ્નિપૂજકોનો તહેવાર–બહેરામની ઇદ માથે આવી અને અબીલાના મહેલમા ધામધુમની તૈયારીઓ શરૂ થઇ ગઇ. મેડીયાએ વિચાર્યુ કે હવે મારો આખરી વખત છે, સલ્તનતની માલેક લઇ દઇને અબીલા છે. રહ્યો શહેરયાર, તે હજી બાળક છે. કોને ખબર છે કે જીવે કે મરે, રહે કે ન રહે. આ અવસર પર આજુબાજુના રાજાઓને બોલાવું અને પોતાની નજર આગળ અબીલાને તખ્તનશીન કરી દઉં તો સારૂં. જો કદાચ ઝગડો ટંટા પણ ઉભો થઈ જાય તોપણ મારી સામે પતી જાય. કહેણો મોક-લવામા આવ્યા. ઇન્કાર કોણ કરે ? મોહમાગી મુરાદ, લાબી મુદતની આરઝુ, અને અબીલાના દીદાર હતા, પેગામ ખુશીથી કબૂલ થયા અને બધે ઉપડ-વાની તૈયારીઓ થવા લાગી.

---

( ૨ )

ખિલાફતે ફારૂકી ( હિ૦ ઉમર રદી. ની ખિલાફત ) નો દરીઓ પોતાના પુરા બળથી લહેરો લઈ રહ્યો હતો. બસરા અને દમિશ્ક જ્યાં રાત દિવસ કુફ્રના અંધકારની ઘટાઓ છાઇ રહેતી હતી, તે આજે તૌહીદના નૂરથી પ્રકાશિત છે. પિટર અને પાલ જેવા મહાન પુરૂષો, જેની બહાદુરીથી દુનિયા ધ્રુજતી હતી, તેની ગરદનો પણ ઇસિલામ આગળ ઝુકી ગઇ. કુફ્ર અને શિર્કના જે અંધકારે હયાતીના આસમાનને ઘનઘોર કરી દીધુ હતું, તે હજારો કોસ દૂર થયો. જ્યા રાત દિવસ શરાબનો દોર ચાલતો હતો અને જુગારના દાવ લાગતા હતા, ત્યા ઇસ્લામના નૂરે સઘળું રોશન કરી દીધેલ છે.

બપોરનો સુનસાન વખત અને ગરમીની મોસમ છે. કયામત ઉભી કરતા આફતાબનાં ગજબનાક કિરણો, અરબસ્તાનના રણોમા ઉડતી આફતનાક રેતી અને લૂના ઝપાટા દુનીઆની સઘળી ચીજોને તપાવી રહેલ છે. ત્રીજી હિજરીના રમઝાનુલ મુબારકની ૨૭ મી તારીખ છે. મુસલમાનોના જે મહાન ખલીફાના નામે જમીનની સપાટીને ધણધણાવી દીધી, જેની શૂરવીરતાએ દુનીઆભરના કાન પકડાવ્યા અને જેના ઇનસાફની છાપ જગતપર પડી ગઈ, તે ઇરાકની સડકપર ઝેતુનના ઝાડ નીચે મોહમા રોજું, હાથમા કલામે ઇલાહી-કુરઆને શરીફ લઇ, કામળીનો કુરતો પહેરી, ખામોશ બેઠા છે. ગરમી એવી છે કે સમળી ઇંડા છોડી દે. શરીર પરસેવાથી તરબોળ થઈ ગયું છે પણ નજર સડકના છેડા પર જામેલ છે. પવનના સપાટા અને ઝાડ પાનના નિસાસા નાખતા અવાજ સિવાય કોઈ અવાજ કાને પડતો નથી: પણ અમીરૂલ મોઅમેનીનની નજર કોઈની રાહ જોઈ રહી છે અને બેચેન દિલને ચેન નથી પડતુ. સૂર્યે પોતાની અર્ધી મંઝિલ પસાર કરી આગળ કદમ ભર્યો અને ઢળવા લાગ્યો તેટલામા સડકના છેડા પરની કોઈ હાલતી ચીજે થીજી ગએલ નજરને ભડકાવી. બેચેની વધતી જતી હતી અને આતુરતા વધુને વધુ તેજ થઈ રહી હતી થોડી વારમા જણાયું કે એક સાંઢણી સવાર ભાગમભાગ આવી રહ્યા છે. રોજું છોડવાની આતુરતામાં આફતાબના ગુરૂબ થવાની વાટ જોતા રોજાદારની માફક, દુકાળના જમાનામાં વરસાદની રાહ જોતા ખેડુતની માફક ઇસ્લામના તે વખતના ખલીફા, અને ખત્તાબના પુત્ર કે જેણે ઇસિલામના ઇતિહાસને ઝગમગાવી દીધો, તે અત્યારે સ્વારના શબ્દો સાભળવા આતુર હતા. કાસદની નજર અમીરૂલ

મોઅમેનીનના ચહેરાપર પડતાંજ તે બુલંદ અવાજે "સલામ અલયક" કહી ઉતરી પડયો.

અમીરૂલ મોઅમેનીન–"વ અલયકુમુસ્સલામ ! ગુઝવતુલ બહુરનો શો અંજામ આવ્યો ?"

કાસદ—"મુસલમાનોની હાર !"

વિજળી પડી હોય કે તીર લાગ્યું હોય તેમ બે ઘડી બેચેન થઇ ગયા. તરતજ આસમાન તરફ આંખ ઉઠાવી અને ફરમાવ્યું "ઇન્નાલિલ્લાહે વ ઇન્ના એલયહે રાજેઉન" ચહેરો લાલચોળ થઇ ગયો. ઇસ્લામી હમીય્યત રગેરગથી ટપકી રહી હતી શુરવીરતાની લાગણીઓ ઉભરાવા લાગી. જીવ ચાહતો હતો કે જલ્દી ત્યા પહોંચે અને ઇરાનીઓને બતાવી દે કે ઇસ્લામી શહીદોની કુરબાનીઓ પોતાના મોતમા ફતેહનો ભેદ રાખી ગએલ છે. એટલામા ઢળતા આફતાબે ઝોહરની નમાઝની ખબર આપી. આપે તે મહાન શહેનશાહે હકીકીની મોટાઇ આગળ માથું નમાવ્યું અને કાસદને સાથે લઇ મસ્જીદે નબવીમા આવ્યા. નમાઝની ફર્ઝ અદા કરી અને કહ્યું, "ખુદાનો વાએદા સાચો છે. મુસલમાનો ઠગી ગયા. વિગતવાર કેફીયત જણાવ."

કાસદ–અમારા પહોચવાની ખબરો ઝડપથી દુશ્મનોને મળી રહી હતી. ખુરાસાનના આમિલ રૂસ્તમને મુકાબલા માટે પસંદ કરવામા આવ્યો. તેણે ઇરાકના તમામ જીલ્લાઓમાં ધાર્મિક લડાઇ જાહેર કરી અને એક મજબૂત લશ્કર ભેગું થઇ ગયું. નરસી અને જાપાન એ બે મશહુર સિપેહસાલારો પોતપોતાની ફોજો લઇને રૂસ્તમની મદદે આવ્યા. અમને હરા ખાતે પહોચતાજ આ લશ્કરની વાત માલમ પડી અને કઆવામા મુકામ રાખવો મુનાસિબ ધાર્યો. પડાવ નાખ્યાને છએક કલાક થયા હશે તેટલામા જાપાન પોતાની મોટી ફોજ લઇ નમાઝકમા દાખલ થયો અબુ ઉબેદ, જે હાલમાં જન્નતુલ ફિરદોસમાં આરામ કરી રહ્યા છે. તેમણે ફોજને તૈયાર કરી અને નમાઝક જઇ પહોચ્યા દુશ્મનની ફોજ સખ્યામા આપણા કરતા ઘણી મોટી હતી. જોશન અને મરવાન બંને મશહુર લડવૈયાઓ લશ્કરની જમણી અને ડાબી બાજુઓપર હુકમો જારી કરી રહ્યા હતા. લડાઇ ખુનરેઝ હતી પણ અમારા પગ પાછા હઠતા ન હતા. અબુ ઉબેદે આ વખતે કલમએ તૌહીદ પડી, દુશ્મનોપર જબરદસ્ત હુમલો કર્યો, ઇરાનીઓ હુમલા સામે ઉભા રહી શકયા નહીં અને ભાગ્યા. મરવાન અને જોશન બંને ગિરફતાર

થયા. મરવાનને કતલ કરવામા આવ્યો પણ જોશનની આજીજી પર એક સિપાહીને રહેમ આવી અને તેણે તેને છુટો કરવાનુ વચન આપ્યું. જ્યારે અમોને ખબર પડી કે આ માણુસ જબરો ફિતનાખોર છે અને જો જીવતો રહ્યા તો કોઇને કોઈ આફત ઉભી કરશે ત્યારે સહુની સલાહ તેને મોતના ફતવો—હુકમ આપવાની થઈ, પણ બળવો ફાટવાની ગભીર બીક છતા અબુ ઉબેદે તેને છોડી દીધો અને કહ્યુ, “ઇસ્લામમા વચનભંગ જાએઝ નથી ”

આ પછી અમે કસકર તરફ ચાલ્યા જ્યાં નરસીના જગી લશ્કર ડેરા નાખી રાખ્યા હતા. સકાતીયાપર મુકાબલો થયો. નરસીએ બહાદુરી બતાવવામા કચાશ ન રાખી પણ અરબ જાંબાઝો અને ઇસ્લામપર કુરબાન થનારાઓની દ્રઢતામા ફરક ન પડયો સૂર્ય આથમી ગયા ત્યારે અબુ ઉબેદે “ઇલ્લિલ્લાહ” કહી હુમલો કર્યો. નરસીના પગ ઉખડી ગયા અને તે મેદાનમાથી નાઠો. આ ફતેહે આસપાસના તમામ ઇલાકા અમારા તાબે કરી દીધા અને વફાદારીની સાબીતી આપવા બારૂસમાના અમીરે અબુ ઉબેદને દાવત આપી, ભાતભાતના ભોજન મોકલ્યા પણ જ્યારે માલમ પડયુ કે ખાણુ માત્ર અબુ ઉબેદ માટે છે ત્યારે તેમણે તે પાછું મોકલી કહેવડાવી દીધું કે “અમારામા એક કરતા બીજાને મોટપ નથી ”

અમારી ફતેહે આખા ઇરાનમાં ખળભળાટ મચાવી દીધો રૂસ્તમે કાવા આહનગર ( લુહાર ) નો ઝુંડો બુલંદ કર્યો અને કહી દીધુ કે જ્યા સુધી મુસલમાનોના નાપાક ( ! ) કદમોથી આ જમીન પાક નહીં કરૂ ત્યા સુધી ખાવુ પીવું. સુવુ હસવું બધુ હરામ છે લોકો ટોળાબંધ ભેગા થવા લાગ્યા જ્યારે પૂરા પચાસ હજારનુ લશ્કર એકઠું થઇ ગયુ ત્યારે કયાનીઓએ સોગદ લીધા કે લડાઇના મેદાનમા પીઠ બતાવીશુ નહી મરી જઇશુ પણ મુસલમાનોથી મોઢ ફેરવીશું નહીં. રૂસ્તમ અને બહમન એ બને લડવઇઆઓ જેને માટે ઇરાન મગરૂર હતુ. તેઓ વટોળીઆ માફક મરૂફા પહોંચ્યા. ફુરાત નદી અમારી સામે લહેરો મારી રહી હતી જે વખતે અમોએ ફજરની નમાઝની સલામ ફેરવી ત્યારે ઇરાની કાસદે આવી કહ્યું કે ‘ અમારી ફોજ લડવાને આતુર હોવાથી વધુ થોભવા ચાહતી નથી. તમે ત્યા આવવા માગતા હો તો આવો, નહીંતર અમે આવી તમારો અંત આણીએ.”

અબુ ઉબેદે સલાહ લીધી અને આ પણ કહ્યુ કે ફારસીઓ આપણો મુકાબલો નહીં કરી શકે આપણે બીજે પાર નહી જઇએ તો નામર્દી

ગુશે બહમન એમ ધારે છે કે મુસલમાનોમા ત્યા આવવાની હિમ્મત નથી. ા થઈ જાઓ કુરાતને ઓળગો અને દુશ્મનોને ઇસલામી બહાદુરીનું જોહર ાાવો. અમારા સરદારો અને ખાસ કરીને મુસન્ના અને મુસલ્લત આ ાથી વિરૂદ્ધ હતા પણ તેમની તાબેદારી કરવાનો હુકમ મળી ગયો હતો ને આપણો પાક મઝહબ સરદારની ફરમાબરદારી કરવાનો હુકમ આપતો વાથી વધુ વાધો ન ઉઠાવ્યો અને પેલી પાર જઈ પહોચ્યા. ત્યા જતા ણાયુ કે મેદાન તંગ છે. ન તો ફોજ ગોઠવી શકાય છે કે ન તો સારી ો મુકાબલો થઈ શકે તેમ છે. કચ્યાનીઓની સાથે પાચસો હાથીઓ હતા, અમોએ પહેલા જોયા ન હતા અબુ ઉબેદે જો કે પોતાની હિમ્મત છોડી ી પણ હાથીઓ જે તરફ ફરતા ત્યા હારો વિખરાઈ જતી. જન્નતના સાફર અબુ ઉબેદ લડાઇનો આવો રગ જોઈ ઘોડા પરથી ઉતરી પડયા ને બહમનના હાથીની સુઢપર તલવારનો એવો વાર કર્યો કે તેના બે કડા થઈ ગયા, પણ વખતે સાથ ન આપ્યો અબુ ઉબેદનો પગ લપસ્યો ને હાથીએ પાંસળાનો ચુરો કરી નાખ્યો.

અબુ ઉબેદની શહાદતે મુસલમાનોની હિમત તોડી પાડી તોપણ તેમણે કાબલામા ખામી ન રાખી હુકમ અને તેઓ પછી સાત બીજા સરદાર ની સર્ગીકના લડાઈમા કામ આવ્યા અને આખરે મુસન્નાએ અલમ ઝુંડો ) હાથમા લીધો ઘણી કોશિશ કરી પણ મેદાન એવું સાકડું હતું ફરી રગ જામી શકયો નહિ. અબ્દુલ્લાહ. અકબા. અબુ ઉમય્યા, અને ાઝી. તથા સલીત જેવા બહાદુરોએ શહાદતનો પ્યાલો પીધો. હવે બાકીની જને પાછા અસલી મુકામે આવી જવા સિવાય કંઇ ઉપાય ન હતો; ણુ દુશ્મનોએ પુલ તોડી પાડયો હતો તોપણ મુસન્નાએ ઘણીજ હુશીઆ-રીથી ફરીને પુલ તૈયાર કર્યો અને અમે લોકો પાછા આવ્યા.

---

( ૩ )

અબીલાનો મહેલ નદી કિનારે નવવિવાહિત વહુની માફક શણગારાએલો ઉભો છે. તે પર જડેલ કીમતી જવાહિરો સૂર્યના પ્રકાશમા ચમકી રહેલ છે. ચારે બાજુ સોના ચાદીના શામયાના લાગી ગયા છે. ઇરાની અને કાશાની મખમલોના ગાલીચા દૂર સુધી પથરાએલા છે. જાતજાતના સુંદર છોડવાઓ અને રંગ બેરંગી ખુશનુમા ફુલો હવામા ઝુમી રહ્યા છે. ખાસ મંડપમા નીલમજડીત તખ્ત ગોઠવવામા આવેલ છે, જેની આજુબાજુ કીમતી ખુરસીઓની હાર રાખવામા આવી છે. હથીઆરબધ ફોજ મહેલ આગળ ઉભી છે. ઉમરાવો અને રાજાઓ ઝગમગાટ મારતા પોશાકમા દાખલ થઇ રહ્યા છે; પણ આ બધી રોનક, આ આવજાવ અને આ ધમાધમી છતા આ ખાસ તંબુમા એક પ્રકારની ખામોશી ફેલાએલી છે, અને આ (ધરના) બાદશાહો જે રાજપાટ છોડી અહીં આવી ભેગા થયા છે, તેઓ એજ વખતની રાહ જોઇ રહ્યા છે કે હવે કયારે, જે નુરને કારણે આટલી તકલીફ અને મુશ્કેલીઓ વેઠી છે, તેનાથી આખો રોશન થાય. ખુદા ખુદા કરતા શાહજાદીની પધરામણીનો અવાજ બુલંદ થયો. ઇરાની વાજતઓના સુરીલા અવાજો શરૂ થયા અને શાહ મેડીયા એક ખુબસુરતીની પુતળી સાથે શામયાનામા દાખલ થયો. શાહજાદી આ વખતે ગુલાબી લિબાસમાં હતી. તેના હાથ હિંદુસ્તાની શણગાર રહિત હતા પણ આગળીમાં એક અંગુઠી હતી, જેમા માઝંદરાનનો અમૂલ્ય હીરો જડયો હતો. કાનમા માણેકનાં લોલક હતા અને ગળામા હીરા અને નીલમનો હાર હતો. આંખો જુવાનીના નિશામા ચકચૂર હતી અને જયા જયા પડતી ત્યા વિજળીનું કામ કરતી. ગુલાબી ગાલોપર એક હલકો બારીક નિકાબ હતો જે તેના સૌદર્યમા વધારો કરતો હતો. નાજુક હોઠ–ગુલાબની બે પાખડીઓ હતી કે જેને કુદરતે આ ચાદ સરખા ચહેરા પર ખિલાવી હતી. આતુર નજરો ચહેરો જોતાંજ ઝબકી ગઇ. શાહજાદી મસ્તાના ચાલથી ઝુમતી આગળ વધી. જમીન તેના પગને અને હવા કાળા ભ્રમર જેવા વાળોને ચુમી રહી હતી. નીલમજડીત સિહાસને કદમ આખે લગાવ્યા, આખો મનોહર ચહેરાપર કુરબાન થઇ. એક આગ હતી કે જે ભડકી રહી હતી, એક કયામત હતી કે જે મચી રહી હતી, એક જાદુ હતુ કે જે ચાલી રહ્યું હતુ. આ સંપૂર્ણ સૌંદર્ય જેણે અબીલાની ઇનસાની સુરત ધારણ કરી હતી તે પોતાની અસર જાણતું ન હતુ. ગુલાબી રસીલી આખો હુકુમતના અભિમાન કે યૌવનના મદથી

નહીં પણ એક સ્ત્રી તરીકે નાચી હતી. આસુ તેમા છુપાએલા હતા, હાસ્ય તેમાં ઢંકાએલ હતું, શરમ તેનો શણગાર હતો અને નરમાશ તેનું જેહર હતું. ફોજે સલામી, ઉમરાવોએ નજરાણાં, રાજાઓએ હુસ્નની દાદ અને રઇયતે ભલી દુઆઓ આપી.

હવે ફરીને સન્નાટો પ્રસરી ગયો. દરેક જીભ ખામોશ, બધી આખો શાંત અને દરેક હોઠ બંધ હતો. મેડીયાએ પોતાનો તાજ શાહજાદીના માથા-પર રાખ્યો અને જાહેર કર્યું કે આજથી માઝદરાનનું રાજ્ય મલેકા અબી-લાને સોપવામા આવે છે. ખુશીના અવાજોથી તંબુઓ અને મહેલના વિભા-ગો ગુંજી ઉઠયા. પાછી તેજ ચુપકીદી અને સન્નાટો. કોઇ નજર પલટવાનું કે આખ હઠાવવાનું નામ લેતું ન હતુ. સઘળાની આખો આ ચહેરાપર જામેલી અને દિલ આ કુદરતના પ્રકાશને જોઇ રોશન થઇ રહ્યા હતા; તેટલામા ચોબદારે આવી જમીન ચુમી અને કહ્યું "ભાગ્યવંત મહારાણી! ઇસ્પહાનનો એલચી દરબારમા દાખલ થવાની રજા ચાહે છે."

રજા આપવામા આવી. એલચી હાજર થયો, ઇસ્પહાની તલવાર ચુમી અને કહ્યું:—

માઝંદરાનના વાલીને અમારા બાદશાહ તરફથી સલામ પછી આ પેગામ પહોંચે કે શાહજાદી અબીલાને માઝદરાનની સાથે ઇસ્પહાનની મલેકા બના-વવામા આવે કે જેથી આ શાદી બંને સલ્તનતોના સબંધો મજબૂત કરે. જો આ તજવીજ નામજુર અને શાદીથી ઇનકાર હોય તો યાદ રાખો કે આખા માઝંદરાનની જમીન માણસોના ખુનથી લાલ થશે અને તેને માટે શાહ મેડીયા ઝીમ્મેદાર રહેશે.

શાહજાદીનાં નેણુ ચડયાં, મેડીયાના કપાળ પર કરચલી પડી અને જે જે રાજકર્તાઓ પોતપોતાની આશાઓમા મસ્ત બની બેઠા હતા તે ગુસ્સાથી લાલચોળ થઇ ગયા. હજી બને બાપ દીકરી ખામોશ હતાં કે સીસ્તાન સુબાના હાકેમ કતીમાએ ઝટ પોતાની તલવાર કહાડી અને એલ-ચીને કહ્યું, "અમારી સામે એ કમીનની એટલી મજાલ! કે મલેકા અબી-લાનો ખ્યાલ દિલમા લાવી શકે! તેને ખબર આપી દો કે આ તલવાર તેનું લોહી ચાટી મયાન થશે. કતીમાની આખોથી લોહી ટપકી રહ્યું હતું. બીજા રાજાઓએ પણ તેને ટેકો આપ્યો અને એલચીને અપમાનની સાથે પાછો મોકલવામા આવ્યો.

---

( ૪ )

ચંદ્રની ચાદર મદીનામાં આરામ કરનારા શહેનશાહના કદમોમા આળોટી રહી છે, રાતનો પાછલો પહોર છે: ખજુરીના ઝુંડ ચારે તરફ ઝુમી રહ્યાં છે. ઇસલામ પર ફિદા થનારાઓ મસ્જીદે નબવીમા ઇબાદતમા રોકાએલા છે. પવિત્ર રોજો આખોની રૂબરૂ હોઇ તેઓ પ્રેમના નીશામા મસ્ત, દિલદારની યાદમા તલ્લીન અને દુન્યાના રંગરાગથી બેખબર છે. ચાદની મુબારક પગોને ચુંબન કરી ચાલતી થઇ. તારલાઓ પાક મઝાર પર છેલ્લી નજર નાખી અલોપ થવા લાગ્યા, અને ચાદ મઝાર મુબારકની રૂબરૂ ગર્દન ઝુકાવા ઝાખો પડ્યો. બાગીએ રાતની વિદાયગીરીની ખબર મદીનાવાસીઓને કાને પહોચાડી અને ખુદાએ બરહકની મોટાઇનું ગીત ગાયુ. તવહીદનો અવાજ બુલંદ થતાજ મસ્જીદ ખુદાના બન્દાઓથી ભરાઇ ગઇ.

સવારનો સોહામણો સમય છે. જે સૂરત સદ્ગુણોનો ભંડાર હતી તેના પર ગાડા થનાર, જે શખ્સ ગરીબોના ચાહક અને યતીમોના મદદગાર હતા તેના નામના આશક, હાથ બાંધી ખુદાની હજુરમા ખામોશ ઉભા છે. કલામે ઇલાહીના શબ્દો હવામા ગુંજી રહ્યા છે, અને નમાઝીઓના દિલ ટુકડે ટુકડા થઇ ગયા છે અધો કલાકથી વધુ વાર સુધી આજ હાલત રહી. ત્યાર પછી અમીરુલ મોઅમેનીને કહ્યુ·

'ઇન્સાન ભુલનુ પુતળુ છે, તેનાથી ભૂલ થવી સ્વાભાવિક છે. ગુનાહ પર જીદ અને ભૂલને ચોટી રહેવુ તે મુસલમાનોનુ લક્ષણ નથી. ખતાનો ઇકરાર, કસુરની માફી એ આપણી ફર્ઝ છે. માફીના દરવાજા ખુલ્લા અને રહેમતનો દરીઓ નજર આગળ છે. હુ જોઉ છુ કે મક્કાથી જે મુસલમાનો પાછા આવ્યા છે, તેમના પગોમા શરમની બેડીઓ અને ગળામા ઝખવારની સાકળ છે. તેઓ ઘરમા છુપાઇ બેઠા છે અને મને તો શું, પણ કોઇ બીજા મુસલમાનને પોતાનો ચહેરો નથી બતાવ્યો. પણ હું ખુલ્લું કહું છું કે તે બહાદુરો બેગુનાહ છે. અબુઓબૈદ જેની રૂહ અત્યારે પોતાના આકા અને મુરશિદની હજુરમા હાજર છે, તે હમીય્યતના જોશમા નદી ઓળગી ગયા અને હાર ખાધી. પણ યાદ રાખો, ખુદાના વાએદા ખરા, તેની કબુલત અટળ અને તેના કલામો સાચા છે. ખાત્રી રાખો કે તવહીદના ઝુંડા એક વખત ઇરાનની હવામા ઉડશે. જે હાડકાઓ તમે દફન કરતા આવ્યા છો તેને મુએલ ન સમજો. તે તમારી બહાદુરી જોવા આતુર છે અને તમારા હુમલાની રાહ જોઇ રહેલ છે. તેમને મરેલાઓના હાડકા ન ગણો. એ તો ઇસ્લામી હુકુમતનો પાયો હતો કે જે તમે મક્કામાં નાખતા આવ્યા.

મરફાની આંખો તમારા પગોને અને અણુઓઐદ અને અણુ ઉમૈય્યાનાં હાડકાઓ તમારી સૂરતો જોવા તલપાપડ થઈ રહેલા છે. ખુદાનો છાયો તમારા માથા પર, કેતાબુલ્લાહ-કુરઆને શરીફ તમારી સામે, રસુલના ફરમાનો તમારી પાસે અને ઇસલામની સચ્ચાઇ તમારી સાથે છે. ઇસ્લામના બગીચાની જે જડો સત્યમાર્ગ બતાવનારાએ અરબસ્તાનની ભૂમિમા નાખી, તેને તમોએ જીગરના ખુનથી સીંચી અને આજે તેનાં ફુલ બધે ખીલી રહ્યા છે. તમે તમારી રાહત કુરબાન કરી, દોલત આપી દીધી, પોતાનો આરામ નિસાર કર્યો અને સગવડો ખુદાના વચનો પર ફિદા કરી. તમે તમારી કુરબાનીઓ આપી ઇસ્લામનો ઝુંડો ઉંચો કર્યો. જે જમીનપર આજે તમે ઉભા છો તે પહેલાં કુફ્રની ખાણ અને અંધકારની ખાડ હતી. પણ જ્યારે ખુદાની રહમત ઉતરવી શરૂ થઇ, ત્યારે આ ખયરૂલ બશર જે આ ખાકના ઢગલામા આરામ કરી રહેલ છે, તેમને આપણી હિદાયત માટે મોકલવામા આવ્યા આ તેજ છે કે જેણે દોલત પર લાનત મોકલી, બાદશાહી પર લાત મારી, પેટપર પથ્થર બાધી ચામડાના થીગડા મારી, તમને સચ્ચાઇનો અર્થ સમજાવ્યો. તમારી આંખો જોઇ ચુકી છે કે તે માથામાથી લોહીના ફુવારા છુટ્યા, મુબારક દાત શહીદ થયા અને પાક શરીર જખ્મોથી છેદાઈ ગયુ પણ જીભેથી સત્ય વચન સિવાય કશું ન નિકળ્યું. તમો એ સમય પણ ભૂલી ન જ શકો કે તસબ કબીલાની એક બુઢી ઇસલામના બાદશાહને સડકપર બેસાડી પોતાની કથા સંભળાવી રહી છે, અને ખુદાનો પ્યારો, ઉમ્મતનો દુલારો ઝુકીને બેઠા બેઠા તે સાભળી રહ્યો છે જ્યા સુધી આપણે હયાત છીએ ત્યા સુધી આ વાતો યાદ રાખીશુ કે ફકીરો અને અને ગરીબોનાં બાળકો આ બે જહાનના સરદારના ખોળામાં આળોટી રહ્યા છે. જૂઓ, ખૈબરની લડાઇ તમારી સામે, જગે મુતા તમારી આગળ અને સરીય્યએ અલકમા તમારી જાણમા છે.

અમીરૂલ મોઅમેનીનનું ભાષણ હજી પૂરૂ પણ નહોતુ થયુ અને હજુ અસલ મકસદ પણ જણાવ્યો ન હતો કે તેટલામા મસજીદમા ખળભળાટ મચી ગયો. લોકો દિવાલો સામે માથા અફાળવા લાગ્યા, કેટલાકો સેહનમા આળોટવા મડયા, તો કોઈ હાય હાય કરવા લાગ્યા. અમીરૂલ મોઅમેનીને તેમને સમજાવ્યા, સબરની શિખામણ આપી અને કહ્યું, આ રોવું કકળવું નકામુ છે. હાદીએ બરહકક આપણાથી જુદા નથી. આપણામા હાજર છે, અને આપણા આમાલ, આપણા કામો જોઈ રહ્યા છે સબર કરો, દોઆ કરો, અંને કોશિશ કરો કે ઇસલામનો બોલ બાલા થાય '

ખલીફાનું ભાષણ જોતજોતામા તેયબામાજ શું પણ આજુબાજુ બધે ગુંજી ઉઠયું. જે કોઈ જે હાલતમા હતો તે ઉઠીને સીધો આપની ખિદમતમા હાજર થયો. અરઝ કબીલાનો સરદાર મુખન્નફ બિન સલીમ સો સવાર લઇ આવ્યો. બનૂ તમીમના કબીલાનો વડો કસીન બિન મોઇદ એક હજાર આદમી લઇ આવી પહોચ્યો. બપોર પહેલા તો મેદાન માણસોથી ભરાઇ ગયુ. બનૂ હંઝલા, બનૂ કનાના, બનૂ હય્યા અને રબાબના તમામ કબીલાઓ મોટે અવાજે કલેમએ તવહીદ બોલી રહ્યા હતા. જોશ એટલો બધો હતો કે નમરૂ અને તગલબના ખ્રીસ્તી સરદારો પણ હાજર થયા અને અરજ કરી કે આ તો અરબો અને અજમીઓ વચ્ચેનો મુકાબલો છે માટે અમોને પણ ઇસ્લામના કદમો પર કુરબાન થવાની રજા આપો

હરીર બજલીએ પોતાના કબીલાના તમામ આદમીઓને એકઠા કર્યા, જેમની સખ્યા ઘણી મોટી હતી ત્યા મુસન્નાએ પણ થોડી ફોજ ઇરાકમા ભેગી કરી અને અમીરૂલમોઅમેનીનને ખબર આપી. મુસલમાનોના આ જોશની ખબર જ્યારે ઇરાનીઓને પહોચી ત્યારે તેમણે પચાસ હજારનું લશ્કર તૈયાર કર્યું અને મહેરાન બિન મેહરૂયા હમદાની જે અરબસ્તાનમા મોટો થયો હતો અને બધી રીતે વાકેફગાર હતો તેને સિપેહસાલાર નક્કી કર્યો.

મુસલમાનો ફજરની નમાઝ અદા કરી તવહીદનો કલમો પઢતા પઢતા રવાના થયા અને કુફાની નજીક બૂસેલ આવી પડાવ નાખ્યો. મેહરાન પણ પોતાનું જોશીલુ લશ્કર લઇ ચાલ્યો અને ફુરાત નદી ઉપર ડેરા નાંખ્યા, હવે બન્ને ફોજો વચ્ચે માત્ર નદી જ આડી વહી રહી હતી. મેહરાનનો જુસ્સો ઘડીએ ઘડીએ વધી રહ્યા હતો. હજી આફતાબ પુરો ઉગ્યો પણ ન હતો કે તેટલામા તેણે લશ્કરને તૈયાર કરી લીધુ.

મુસન્ના આ વખતે ઇસ્લામી ફોજોના સેનાધિપતિ હતા. જમણી અને ડાબી બાજુની ફોજોને મઝગૂર અને નસીરને સોપી. પયદલપર મસઊદ, અસીલના કબીલાપર આસિમ અને ફરતી ફોજપર અલમાને નીમ્યા.

જ્યારે ફોજ પુરી રીતે ગોઠવાઇ ગઇ ત્યારે મુસન્નાએ એક ચક્કર લગાવી મુસલમાનોના આગળ એવું ભાષણ કર્યું કે બધાના દીલ ઉછળી ગયા. આ વખતે લડાઇના મેદાનમા ઇસ્લામી કાયદો એવો હતો કે પહેલી તકબીર પર ફોજ હથિયારબંધ થાય, બીજી પર તૈયાર અને ત્રીજી પર હુમલો કરતી હતી. મુસન્નાએ માત્ર પહેલી તકબીર કહી હતી કે ઇરાનીઓએ હુમલો કરી દીધો. મુસલમાનો પણ બહાદુરીના જોશમા હતા, થોભી શકયા નહી અને આગળ વધ્યા, પણ મુસન્નાએ તેમને પાછા બોલાવ્યા અને કહ્યું "ઇસલામના નક્કી થએલ નિયમો ન તોડો અને તકબીરો પ્રમાણે અમલ કરો" ત્રીજી તકબીર

પર મુસલમાનો આગળ વધ્યા. ઇરાનીઓની ઓમો આકાશ સુધી પહોંચી હતી. મુસન્નાને જોશ આવ્યો, તેમણે નમર્ અને તગલબના ઇસાઇ સરદારોને કહ્યું બેશક, તમે ઇસાઇ છો પણ ઇસલામની હિમાયતમાં જાન કુરબાન કરવા આવ્યા છો. હવે હું ખુદ મેહરાનપર હુમલો કરૂં છું. હુશીયાર રહેજો અને સાથે આવવું હોય તો મારી સાથે ચાલો. બંને તૈયારજ હતા. મુસન્નાએ બિસ્મિલ્લાહ કહીને એવા જોરશોરથી હુમલો કર્યો કે ઇરાનીઓની ફોજનો જમણા હાથ તરફનો વિભાગ ટૂટી ગયો. આટલો મોકો મળતાજ મુસલમાનો વિજળીની માફક લશ્કરના વચલા ભાગ પર ટૂટી પડયા. ઇરાનીઓના પગ ઊખડી જવાની તૈયારીમા હતા; પણ મેહરાને લલકારી કહ્યું, "અજમી બહાદુરો! શું કરો છો? તમારી હીમતનો આજેજ ફેંસલો થશે, ભાગશો તો મોહ દેખાડાશે?" મેહરાનના અવાજે જાદુની અસર કરી. હઠવાની તૈયારી કરતા ઇરા-નીઓએ પાછા પગ જમાવ્યા, અને યુનાનીઓ (ગ્રીકો)એ એવા જોરથી ધસારો કર્યો કે મુસલમાનો ડગમગવા લાગ્યા. ફોજનો આ રંગ જોઇ મુસન્નાને દહેશત લાગી અને બુલંદ અવાજે કહ્યું "શરમનો પરસેવો હજી તમારી પેશાનીઓ પરથી સુકાઇ નથી ગયો અને હારની અસર હજી તમારા ચહેરાપરથી જણાય છે. એવી જીંદગી કરતા આ મોત બેહતર છે. ફતેહ તમારી આગળ છે. હિંમ્મત અને યકીનની જરૂર છે!" આ સાભળી મુસલમાનો ફરીથી ટૂટી પડયા. મસઉદ આ વખતે કામ આવ્યા. તેઓ મુસન્નાના સગા ભાઇ હતા. કબીલએ અસીર પોતાના સરદારનું મોત જોઇ પાછા હઠવાનો ઇરાદો કરી રહ્યો હતો કે મુસન્નાનો આ અવાજ તેમને કાને ગયો. "ખુદા આપણી સાથે છે. ખબરદાર! ઝુંડો નમવા ન પામે.' ઇસાઇઓનો એક બહાદુર લડવૈયો ઊન્સ બિન બિલાલ જે મુસન્નાની સાથે ઇરાનીઓપર જોરોશોરથી હુમલો કરી રહ્યો હતો તે જખ્મી થઇ પડી ગયો. મુસન્નાએ તેને ગોદમા ઊઠાવી લઇ પોતાના ભાઇની પાસે સુવડાવી દીધો. સાંજ સુધી લડાઇ ઘણા જ જોરથી ચાલુ રહી. કોઇ વખત ઇરાનીઓ જીત પર જણાતા તો કોઇ કોઇ વખત મુસલમાનો. એટલામા તગલબ કબીલાનો એક છોકરો આગળ વધ્યો અને તલવારનો એક હાથ મેહરાન પર એવો માર્યો કે ગરદન અલગ જઇ પડી. મેહરાન પડતાજ છોકરો એકદમ તેના ઘોડાપર બેસી ગયો અને કહ્યું "હું તગલબ ખાનદાનનો છોકરો છું અને મેહરાનનો મારનાર!"

મેહરાન માર્યો જતાજ ઇરાનીઓ ભાગવા લાગ્યા, પણ મુસન્નાએ આગળ વધી ફુરાતના પુલ પર કબ્જો મેળવી લીધો અને બાકીની ઇરાની ફોજ જીવતી કેદ પકડાઇ.



## ( ૫ )

માઝંદરાનથી આસરે આઠ માઇલના ફાસલા પર શાહજાદી અબીલા એકલી ઘોડા પર સવાર થઇ આવી રહી છે, નદી તેની સામે લહેરો લઈ રહી છે, હવા બંને હાથોથી તેના મોહક ચહેરાની બલાઓ લઇ રહી છે, કાળા વાળોના જથ્થાને રંગબેરંગી ફુલોનો ગજરો બનાવી એકઠો કરી દેવામા આવ્યો છે, પ્યાઝી રંગનું રેશમી ઓઢણું માથા પર રહી ગયું છે અને કાળી આંખો વિચારમાં ડુબી જવાનો ખ્યાલ આપી રહી છે. મોસમ ગરમ છે અને જોકે સૂર્ય આથમી જવાની તૈયારીમાં છે છતાં પરસેવાનાં ટીપાં મોતીની માફક કપાળ પર આવી રહ્યા છે. પખી તેની ખુબસૂરતીની તારીફ કરવા લાગ્યાં છે અને ઝાડના પાંદડાઓ તેને જોઈ જોઇને ડોલી રહ્યા છે. બરૂસાની સરહદ નજીક એક નવજવાન જોગી જેના શરીર પર માત્ર એક ચાદરજ છે તે આમ તેમ ટહેલી રહ્યો છે. શાહજાદી ઘોડાને આ તરફ દોરવી ફકીરની પાસે પહોચી પણ તેને જોઇને તાજુબ થઇ અને ગુસ્સો આવ્યો કે ફકીરે તેની તરફ જોયુ અને જોઇને મોહ ફેરવી લીધું. ફકીર પોતાની મઢીમા પાછો ફરવા માંગતોજહતો કે "ઉભો રહે !" ના અવાજે તેને રોક્યો. સ્ત્રીત્વની અસર હતી યા સૌંદર્યનો ગુણ હતો કે રાજ્યાધિકારનું અભિમાન હતું તે કહેવું મુશ્કેલ છે પણ પરસેવાના ટીપા પેશાની પર લાગી ગયા હતા. ફકીર થોભ્યો અને નીચી નજરે કહ્યુ "શુ છે ?"

મલેકા—" તુ મને નથી ઓળખતો કે હું કોણ છું ?"

ફકીર—"ઓળખવા ન ઓળખવાની કાંઈ જરૂર !"

મલેકા—"તું મારી રઇયત છે !"

ફકીર—"હશે ! તેથી ?"

મલેકા—"હું એટલી શકિત ધરાવું છુ કે એકજ ઇશારાથી તારી જીંદગીનો અંત આવી જાય.

ફકીર—"એમ પણ હોય ! તેથી શુ ?"

મલેકા—" હું તરસી છું. શિકારેથી પાછી આવી રહી છું. લશ્કર આગળ ચાલ્યું ગયું છે. પાણી પા."

બેપરવા ફકીર પાણી પાત કે ન પાત તેટલામા બે જવાનો હાથમાં આબદાર તલવાર લઈ આવી ઉભા. મલેકા અને ફકીર બંને અચંબામાં હતા કે બંદુકનો અવાજ કાને પડયો અને મલેકાનો ઘોડો દમ છોડી, જમીન પર પડયો. ઘોડો પડતાંજ હથીઆરબંધ જવાનો શાહજાદી પર તુટી પડયા અને

તેને મુશ્કેટાટ બાંધી લીધી. વિજળીવેગે દોડે તેવા ઘોડા સડકપર ઉભા હતા. તારાઓ બહાર નિકળી રહ્યા હતા. ચંદ્રમા પણ નિકળી આવ્યો હતો અને હવા શાહજાદીની નિરાધાર અવસ્થાપર રોઇ રહી હતી. શાહજાદીને જવાનોએ ઘોડા સાથે બાંધી દીધી અને પોતે પણ સવાર થતા હતા કે ફકીર હથીઆરબંધ આવી પહોંચ્યો. જવાનોએ તેને દમ ભરાવી કહ્યુ, "દુર હઠ !"

ફકીર—"આ નિરાધાર ઓરતને મદદ કરવી મારી ફર્જ છે; તેને છોડી દો, નહિંતર પસ્તાશો."

આનો જવાબ તલવારનો એક હાથ હતો કે જેને જોગીએ ખાલી જવા દીધો. જવાન બીજો વાર કરતો હતો કે ફકીરની તલવાર ચાંદની રાતમા ચમકી અને જવાનની ગરદન જમીનપર જઇ પડી. તેનો સાથી આ જોઈ બેકરાર થઇ ગયો અને "કમબખ્ત ફકીર, ઉભો રહે ! હું તારી ઉદ્ધતાઇની મજા ચખાડું" કહી આગળ વધ્યો અને તલવાર પૂરા જોરથી ફકીરના માથાપર મારી. ફકીરે રોકવાને ઘણુ કર્યું પણ જરા લાગી ગઇ અને એક કાન જખ્મી થયો. હજી ફકીર સભાળે તે પહેલાં બીજો વાર થયો. આ વખતે ફકીરે તલવાર હાથપર રોકી. એ આંગળી કપાઇ ગઇ પણ જવાન ત્રીજો વાર કરે તે પહેલા જખ્મી ફકીર તેને બાઝી પડયો અને તલવાર હાથમાથી ખુચવી લીધી કયાય સુધી કુસ્તી થતી રહી. આખર ફકીરે તેને પટકી દીધો અને છાતીપર ચઢી ખંજરથી કામ ખલાસ કરી, શાહજાદીનાં બંધનો છોડી નાખ્યા.

જયારે બીજો જવાન દમ તોડી રહ્યો હતો ત્યારે તેના મોમાંથી આ શબ્દો નિકળી પડયા: "અમારૂં લોહી વ્યથ નહિ જાય. અબીલા અત્યારે બચી જાય પણ અમારા ખૂનના દરેક ટીપામાથી એવી શકિત ઉભી થશે કે જે માઝંદરનને તખ્તોતારાજ કરશે. અબીલાને જીવતી પકડવાને બાદશાહે જે ઇનામ કહાડ્યું છે, તે મેળવવાને ઇસ્પિહાનનું ન્હાનું બાળક પણ મથન કરી રહ્યું છે."

ફકીરે મઠીમા પોતાના હાથ ધોયા, જખ્મોપર ધુળ છાટી લીધી અને ઝુંપડીમાં જ બેઠો. મલેકા પાછળજ હતી. થોડી વાર ખામોશ રહી અને ફરી કહ્યું, "માઝંદરાન અહીંથી વધુ દૂર નથી. આપ ત્યાં પધારો. હું અને સલ્તનત આપની બહાદુરી માટે આભારી છીએ."

ફકીર—"મને આવી વખાણની વાતો સાંભળવાની જરૂર નથી કે ન તો તેવી આદત છે. આપ જાઓ."

મલેકા—"મારી ફર્જ છે કે આપ જેવા ઉપકારીના અહેસાનોનો આભાર કોઈ પણ રીતે અદા કરૂ. મને ખુશી થાય છે કે મારી રઈયતમાં આવા આવા વફાદારો મોજુદ છે."

ફકીર—"મેં જે કંઇ કર્યું તે ઇનસાનીયતની લાગણી અને શરાફતની ફર્જ હતી. મારા ધારવામાં આ કંઇ એહસાન નથી, એટલે આભાર નકામો છે.

મલેકા—"પણ મારૂં દિલ આપના કામને એહસાન સમજી રહ્યું છે."

ફીકર—"એ આપની મહેરબાની છે. ખુદાએ આપને દોલત આપી, હુકૂમત આપી, અમીરી આપી, સલ્તનત આપી અને આવો ચહેરો આપ્યો. આપને આવી બાબતનો વિચાર કરવાની પણ જરૂરત નથી કે શું થયું અને કેમ થયું!"

સલ્તનત શબ્દ સુધી તો મલેકા સાંભળતી રહી પણ ચહેરાની પ્રશંસા દબાએલ જીભે નિકળતાજ આંખો નીચી કરી, પણ જ્યારે જોયું કે ફકીરે પોતાનું કહેવું પુરૂં કરી મોંહ ફેરવી લીધું ત્યારે તે શબ્દો સાધારણ રીતે પ્રશંસામાં કહ્યા હશે એમ સમજીને વિનંતિ કરતા કહ્યું, "જ્યાં સુધી આપની તબીયત સુધરે નહી ત્યા સુધીને માટે આપ મારી દરખાસ્ત કબૂલ કરો અને મહેલને મુનવ્વર કરો.

ફકીર—"મને કંઇ હરકત નથી. હું તો તંદુરસ્તી ચાહું છું."

રાતનો સુનસાન વખત હતો. નદીનાં તરંગો ઉછળી ઉછળીને એક બીજાને ગળે વળગાવી રહ્યા હતા. ફકીર મઢીમાં હતો અને મલેકા બહાર. ચાદે બિછાવેલ ચાદર તેના પગોમાં અને હવાનાં ઝોકાઓ તેની ગોદમાં હતાં. પાણીની સપાટી આસમાનના ચંદ્રને છોડી માઝંદરાનના માહતાબનો પડછાયો ઝીલી ખુશી થઈ રહી હતી. અખીલા સૌંદર્યની એક પુતળી હતી, નૂરની નદી હતી, નમ્રતાનો નમુનો હતી વા કુદરતનો એક ચમત્કાર હતી કે જે ઝુંપડી આગળ પ્રગટ થયો. ફકીરે ઘણીએ બેપરવાઈ કરી પણ કોણ જાણે આભારની અસર હતી યા બહાદુરીની, કે દુનીયાપરની દરેક ચીજ, દરેક રજકણ તેનાપર કુરબાન હતુ અને શાહજાદી ફકીર પર એકાએક કંઇ વિચાર આવ્યો. રેશમી ઓઢવાનું ફાડી નદી કિનારે આવી. ફકીર પણ સાથે હતો. જરૂર હતી કે ડહાપણ પણ હવે બેદરકારીનો રંગ લાવી અને આ મનોહરતાની દેવી જેના કદમોમાં ઇનસાનીયત આળોટી રહેલ છે તે મારા માટે પાણી ભરે અને હું જોતો રહું એ વિચાર ફકીર બરદાશ્ત કરી શકયો નહી.

તે કપડું પકડવા ચાહતો હતો કે મલેકાએ તે ખીંજવી લીધુ. બન્નેની નજરો મળી...બે ઘડી શાન્તિ છાઇ ગઇ. તે પછી મલેકાએ કપડું આંગળીઓ પર બાંધ્યું, કાનપર રાખ્યું અને કહ્યું "આપ ફકીર છો, સબરના શાહ છો, તો એક ઓરતનું દિલ આપના ઇનકારથી જખ્મા થાય અને તેની એક આશાનો માત્ર આપને કારણે ભંગ થાય તેવું આપ કેમ થવા આપો છો? આપ મારી સાથે ચાલો અને મારી વિનંતિ સ્વીકારો." ફકીરે ઘણો ઇન્કાર કર્યો પણ મલેકાએ કોઇ રીતે પોતાની માગણી પાછી ખેંચી નહીં, ત્યારે પ્રેમ સુચવતી એક નિગાહ ફકીરે મલેકાના ચહેરાપર નાખી. ઝબાન ખામોશ હતી પણ આંખોએ મોહબ્બતનો ઇકરાર કર્યો. હવે મલેકાની આંખો નીચી હતી. ફકીરે કહ્યું, "ખુદા તમારી ખુબસૂરતીમાં વધારો, ઉમરમાં બરકત અને સુખમાં ઉમેરો કરે. મારૂં જીવન ભેદમાંજ રહેવાદો."

આ વખતે મલેકાની નિગાહ ઉંચી હતી. આંખોએ મોહબ્બતના ઇકરારના જવાબમા ઇશ્કનો બીજો વાર કર્યો. પેશાનીપર જરા સરખી કરચલી હતી અને મોહબ્બતના નિશામા મસ્ત બનેલ આંખોમાં પવિત્ર પ્રેમનું તેજ ઝળકી રહ્યું હતુ. તેણે મોહ મલકાવી કહ્યું, "હું ભલે જુદી છું પણ દુશ્મન નથી!"

ફકીર—"આહ! મલેકા, શું કહો છો? ચાલો હું હાજર છું."

રાત પોતાની મંઝિલનો અર્ધો ભાગ પસાર કરી ચુકી હતી અને મલેકા ફકીરની સાથે અબીલાના મહેલના આલીશાન દરવાજામાં ઉભી હતી. આજેજી કરી, વિનંતી કરી, ખુશામત કરી, કાલાવાલા કર્યા પણ ફકીર આગળ વધવા તૈયાર થયો નહી અને આટલું કહી ચાલ્યો ગયોઃ-
"હું વાએદો કરૂંછું કે મારી આંખો આ ચહેરાનું ફરીને દર્શન કરશે."



(૬)

મક્કા મોઅઝ્ઝમાની એતરફી સડકો ખચ્ચરોથી અને બયતુલ હરામ મુસલમાનોથી ગીચોગીચ ભરપૂર છે. અમીરૂલ મોઅમેનીન સવારના કામ-કાજથી પરવારી ખામોશ બેઠા છે. લોકો ઉત્સાહભેર આવીને ભેગા થઈ રહ્યા છે. કયસ, હમદાન, મુઝયેહ, મુત અને સદકાયના કબીલાના સરદારો હાજર થયા અને અરજ કરી, "બાર હજારની ફોજ અમારી, બે હજાર બની તમામની, ત્રણ હજારની ફોજ રબાઅની અને ચાર હજાર બનૂ અસ-દની તૈયાર છે. તેમના પછી સાઅદ બિન વક્કાસે ત્રણ હજારની ફોજ એકઠી થવાની ખુશખબર સંભળાવી.

અમીરૂલ મોઅમેનીન સર્વે સરદારોની સાથે લડાઈના મેદાનમા પધાર્યા અને ફરમાવ્યુ, "ખુરાસાનનો વાલી કઈખઝાદ ઇરાનીઓના હાથે કતલ થયો. તેના પુત્ર રૂસ્તમ એક મોટુ લશ્કર લઈ બાપના ખુનનો બદલો લેવા તૈયાર થયો, પણ હાર ખાધી. હવે ત્રીજો યઝદજુર્દ રાજ્યગાદીપર બેઠો છે અને તેની બહાદુરીની ખબરો હુ સાંભળી રહ્યો છું. આપણી વિજયી ફોજો તમારી રાહ જોઈ રહી છે કે તમારા પહોચવાની સાથે આગળ વધે. લડાઈ મોટી છે અને આ એવો સમય છે કે ઇસલામ અને કુફ્રનો મુકાબલો થશે બહેતર છે કે હું પણ તમારી સાથે ચાલુ.

લશ્કર ગોઠવાયુ. હરોલપર તલ્હા, જમણી બાજુની ફોજપર ઝુબેર અને ડાબી બાજુપર અબ્દુર્રહેમાન બિન અવ્ફ મુકર્રર થયા. ખલીફાનું મેદાને-જગમા સાથે જવુ કાંઈ મામુલી વાત નહોતી. મુસલમાનોના દિલ જોશથી ઉછળી રહ્યા હતા. મદીના મુનવ્વરાથી ત્રણ માઈલના ફાસલાપર સરારમા પહેલો મુકામ કર્યો. અહીંયા પહોચ્યા પછી મતભેદ ઉભો થયો. દુનિયાની ચડતી પડતીથી વાકેફ એવા કેટલાક મહાન સહાબી અમીરૂલ મોઅમેનીનના સાથે આવવાની ખિલાફ થયા. બહુમતી એજ થઈ અને ફારૂકે આઝમને પાછું વળવું પડયુ. ચાલતી વખતે આપે એક જોશદાર ભાષણ કર્યું અને કહ્યું "મારી અંતઃકરણની ઇચ્છા હતી કે તમારી સાથે રહું; પણ સહાબા, આ ખાહેશ વિરૂદ્ધ છે તેથી તમો સહુને ખુદાને હવાલે કરૂં છું અને સઆદ બિન વક્કાસને મારી જગ્યાપર નીમુ છુ" સઆદની સરદારી હેઠે આ લશ્કર રવાના થયું અને અટાર મઝિલો કાપ્યા બાદ સઅલબા પહોચ્યુ. આ સ્થળ કૂફાથી ત્રણ માઈલ દુર છે. અહીં મુસન્ના અને તેની ફોજે આ ઇસ્લામી લશ્કરને આવકાર આપ્યો. પાણી પુષ્કળ હતું. જમીનના

લીલાછમ બાગો દુર સુધી આવી રહ્યા હતા. આ એજ સ્થળ છે જ્યાં મશહૂર બહાદુર મુસન્નાએ આગલી લડાઇમાં લાગેલ જખ્મથી આ દુનીઆંથી કુચ કરી.

ફોજની ગોઠવણી અને વ્યવસ્થા, લશ્કરની કુચ તથા પડાવ અમીરૂલ મોઅમેનીનની આજ્ઞાપર હતા. સઅલબાથી આગળ વધી, મિસરાફમાં સાઅદે ફોજને રોકી અને ફારૂકે આઝમની ખિદમતમાં લડાઇના મેદાનનો નકશો રવાના કર્યો. અમીરૂલ મોમેનીન આ સ્થળથી સારી રીતે જાણીતા હોવાથી હુકમ મોકલ્યો કે લશ્કર આગળ વધે અને કાદેસિયામાં મુકામ કરે અને તે એવી રીતે કે સામે સામે ઇરાનની ભૂમિ હોય અને પછવાડે પહાડો. તેજ વખતે ફોજે કુચ કરી. રસ્તામાં અઝીબ પડયું, અને એક હથીઆરખાનું કંઈ પણ અડચણ વિના મુસલમાનોને હાથ લાગ્યું. સામે કાદેસિયાનું મેદાન હતું, જ્યાં પહોચી સાઅદે ડેરો નાખ્યો અને અમીરૂલ મોઅમેનીનને ખબર આપી, જાસુસો રવાના કર્યા.

જાસુસોએ પત્તો લગાવ્યો કે ફર્રૂખઝાદનો પુત્ર રૂસ્તમ પચાસ હજારની જંગી ફોજ લઈ સીમાતમા પડયો છે. આ સાભળી મુસલમાનોનો જોશ વધુ તેજ થયો. એક એક પળ તેમને કલાક જેવડી લાગવા લાગી પણ ફારૂકી દરબારથી હુકમ મળ્યો કે લડાઈ શરૂ કર્યા પહેલા એલચી મોકલો અને ઇસલામ અંગીકાર કરવા આમંત્રણ આપો. મુગના બિન હારેસા, મોગીરા બિન શોઅબા, ઉમરૂ સાઅદી કરબ, હારિસ બિન હસ્સાન, આસિમ બિન ઉમર, અતારદ બિન હાજીબ, અશઅબ બિન કયસ આ ના ા માણસો ચુંટાયા અને તેમની સાથે સાત આદમી બીજા મોકલવામા આવ્યા. પાછલી લડાઇમા બગદાદ સુધી મુસલમાનોનો કબજો થઇ ચુકયો હતો અને હવે કાદેસિયાનું પાયતખ્ત મદાયન મુસલમાનોથી માત્ર વીસ કોસના ફાસલાપર હતું. એલચીઓ પહોચ્યા. યઝદગુર્દે ઘોડાની ટાપો સાભળી પુછ્યું કે આ લોકો કોણ છે? માલમ પડયુ કે ઇસલામી એલચીઓ. તરત પોતાનો દરબાર શણગાર્યો અને ઘણાજ ડોળદમામથી તખ્તપર બેસી, અદર આવવાની રજા આપી. મુસલમાનોનો બાહ્ય દેખાવ રોબદાર હતો. હાથમાં ચાબુક, ખભાપર ચાદર, નવીન કુરનિશ—યઝદગુર્દ તો આ જોઇને હેરતથી ચુપ થઇ ગયો અને પુછ્યું, તમે લોકો અમારા મુલ્કમા કેમ આવ્યા છો? એલચીઓ સાથે આવેલ નોઅમાને જવાબ આપ્યો. અમો તમારી આગળ બે માર્ગો મેલીએ છીએ—ઇસલામ નહિંતર જઝિયો અને જો આ બંનેથી ઇન્કાર હોય તો તલવાર ફેંસલો કરશે. યઝદગુર્દનાં ભવાં ચડયા અને કહેવા લાગ્યો,

"અરબસ્તાનના રણવાસીઓ! હમેશ ઉંદર અને છપકલીઓથી ભૂખ ભાંગતા ન તો પેટમાં ટુકડો કે ન તો શરીર પર ચીંથરૂ...તે શું અમારો મુકાબલો કરવા નિકળ્યા છો? તમારાં ખચ્ચરો પર અનાજ અને ખજુર લાદી સીધો રસ્તો પકડો, નહી તો યાદ રાખજો કે કુતરાના મોતે મરાવીશ."

યઝદગુર્દ બોલતો બંધ પડયો કે મુગીરાએ કહ્યું "તમે જે કહ્યું તે સાચું. અમે તેથી પણ ખરાબ હતા. પણ ખુદાએ અમારામાં એક એવો માણસ પેદા કર્યો, જે અમારા હૃદયોનો અંધકાર દૂર કરતો ગયો અને જો કે તે અમારાથી જુદો છે પણ અમારી પાસે એક એવી ચીજ છોડી ગયો છે કે જે દરેક સમયે અમારો રેહનુમા-સામીઓ છે અને તે અમારી પવિત્ર કિતાબ કુરઆન છે. અમો પહેલા તમોને ઇસલામની દાવત આપીએ છીએ. કબૂલ કરો તો અમારા ભાઇ અને દરેક રીતે બરોબરીઆ બનશો. તેમ નહી તો જઝિઓ આપો અને ઇસ્લામના રક્ષણ હેઠળ આવો. નહિ તો પછી લડો અને ફેંસલો કરો.

યઝદગુર્દ ગુસ્સાથી લાલચોળ થઇ ગયો અને હુકમ દીધો કે આ ઉદ્ધત લોકોને અહીંથી બહાર કહાડો'



## (૭)

અર્ધ રાત્રિ વિતી ગઇ હતી. રાજમહેલમાં અબીલા એક પલંગપર
હતી. કપૂરની બત્તીઓનો પ્રકાશ સુશોભિત પડદાઓ પર પડી તેના
નું ચુંબન કરી રહ્યો છે. રાતનો લિબાસ અને વાળ વિખરાએલા
। છે. આંખમાં ઉંઘ ભરી છે અને ડોળા લાલ થઇ ગયા છે. સુવાનો
ાર કરે છે પણ કોટિ ઉપાયે નિદ્રા આવતી નથી. તે ઉઠી, બહાર
ગી; સનોબર વૃક્ષ તેની બેચેની જોઈ ગુસપુસ કરી રહ્યાં હતાં. ઉપર
તો તારાઓનું મંડળ ભેગું થયું હતું. અંદર આવી, બેઠી, ઉઠી,
ી, પથારીમા પડી, પણ ઉંઘ કેવી! પાછી ઉઠી, ડાબે હાથે કપાળ
ા કાંઇક વિચારમાં ડુબી ગઇ, મનમાને મનમાં વિચાર કરતી કહેવા
ે "શું કરૂં? ઉપકારક નહિ, જફાકાર, જુલ્મીઓનો નાયક, લુટારૂઓનો
ાર, મદદગારના રૂપમાં મુસીબતનો પહાડ! ખુણે ખુણો ખોળ્યો, રજેરજ
ી, કયાંય પત્તો નથી. પંખી હતો કે ઉડી ગયો? આફત આવી પડી
તો કેદ થાત, સજા ભોગવત, જે પડે તે સહત. જે આવત તે
ાત, આવી બરબાદી તો ન થાત! રાત અર્ધ ઉપરાત વિતી ગઇ પણ
મુ જામતી નથી. ઇનસાન નહિ પત્થર, દયાળુ નહિ દુઃખદેણુ, દોસ્તના
ના દુશ્મન, ફકીરના રૂપમા કાતિલ! આજ આઠ દિવસ થયા; ખાવું
પીવું ગયું, હસવું બોલવું બધું ગયું. ઐશ છોડયો, આરામ છોડયો,
નતનું કામ છોડયું—કાંઇ ગમતું નથી. પિતાજી હેરાન અને પ્રધાન
ાન થઇ રહ્યા છે. કરૂંએ શુ ને કહુંએ કોને? ભુલી જવા ઘણું કરૂં
તેનો ચહેરો આંખ આગળથી હડાવું છું, તરછોડું છું: પણ આહ! તેનો
ાર મગજમાંથી નથી જતો, તેનો ચહેરો આંખ આગળથી નથી ખસતો-
પ્રસંગો યાદીમાથી નથી હઠતા.

"કેવી કયામતની રાત છે? કપૂરબત્તી બળી ગઈ, સેજના ફુલની પાંખ-
ા કરમાઇ ગઇ, પણ રાત્રિનો અંધકાર જેવોને તેવો! દુનિયા થાકી
હવા શાંત, બુલબુલ ચુપ, ફક્ત ન થાકી તો આ હતભાગિની રાત!"

"પણ હા! જોગી કોના મિત્ર? પ્રીતની આશાજ ફોકટ! પરદેશી
, હાથમાં હાથ દઈ, વાતની લાગ ન રાખી. બેવફા હતો-તે દિલ
। ચાલતો થયો."

"હાય! આ હું શુ કહી રહી છું? ખુદા જાણે કયાં હશે,
હાલતમાં હશે, આરોગ્ય હશે કે બીમાર? કોણ હતો, શું હતો, કયાથી
ાા કયાં ગયા?"

"નહિ નહિ, જાડું બોલી! તું શરીફ છો, ઇનસાન છો, સ્વરૂપવાન છો, પ્યારો છો! શરાફત ત્હારા ચહેરાથી, ઇનસાનીયત ત્હારી હાલતથી, ખુબસુરતી ત્હારી સુરતથી, મોહબ્બત તારી વાતોથી જાહેર થઈ રહી હતી, જણાઇ રહી હતી, ટપકી રહી હતી, ઝરી રહી હતી. તું પ્યારનો અનુપમ નમૂનો, મોહબ્બતની જીવતી જાગતી તસવીર, સ્નેહની શક્તિઓનો સિપેહસાલાર, પ્રેમના રાજ્યનો તાજદાર, સૂરતવાળો, ચારિત્ર્યવાળો, પ્રેમાળ છો! આ સૌંદર્યવાન દેહનો, આ હૃદયનો, મોહબતની ખાણનો, અબીલાની જાનનો માલિક, નાથ, મુખ્તાર. હાકેમ! માફ કર, ગુનેહગાર છું, રહેમ કર, પ્રેમના માર્ગની પ્રવેશક છું."

"આવ! આશાવંત છું, મને મળ! હું એકરાર છું."

બંદુકોના અવાજે ગડબડાટ મચાવી દીધો. આ વળી કઇ આફત? શાહજાદી પોતાના વિચારોમાં મગ્ન હતી, રાત્રિ પૂરી થયા આવી હતી, તારા એક પછી એક અદ્રષ્ય થઈ રહ્યા હતા અને ચંદ્ર ઝાંખો પડી રહ્યા હતો, તેટલામાં ચોબદારે આવી કહ્યું—

"મહારાણીશ્રી સલામત રહો! સેનાપતિ મળવા માગે છે."

મલેકા—"શું થયું છે? રાતે પણ ચેન નથી પડતું? બોલાવો."

સેનાપતિ—"માઝંદરાનની ભાગ્યોન્નતિ હો! સીસ્તાનનો વાલી ફિલોકસ એક મોટું લશ્કર લઇ માઝંદરાન પર ચડી આવ્યો છે, શહેરના દરવાજા બંધ છે. માઝંદરાનીઓ લડવા તૈયાર છે, આપના હુકમની વાર છે. ફરમાન થતાંની સાથે તે ઉદ્ધતને તેના કર્તુકનાં ફળ ચખાડી આપીશ!"

મલેકા—"એકદમ મુકાબલા માટે તૈયાર થઇ જાઓ અને નિમકહરામને કતલ કરો!"

સૂર્ય ઉગે તે પહેલા તો દુશ્મને કિલ્લો તોડી ગાબડું પાડી દીધું અને સીસ્તાની લશ્કર અંદર ધુસી આવ્યું. શાહજાદી પોતે આ વખતે ફોજની આગળ હતી. તેણે ઘણીજ કાબેલીયતથી સેપાહો ગોઠવ્યા અને દુશ્મનને રોકયા; પણ તેની પોતાની હાલત બેચેન હતી. આંખો અહીં હતી. પણ દિલ બીજે હતું. મોહબ્બતના તીરથી ધવાયેલ શાહજાદી લશ્કરમાં પણ ફકીરને શોધી રહી હતી. બપોર સુધી યુદ્ધ મચ્યું. માઝંદરાની ખૂબ લડયા અને બહાદુરીનાં જૌહર બતાવ્યાં. સીસ્તાનીઓ સંખ્યામાં ઘણા હતા અને ફિલોકસ દાંત કચડાવીને હુમલો કરી રહ્યો હતો, પણ માઝંદરાનીઓ માતૃભૂમિના ચરણે પતંગો માફક જાન કુરબાન કરી રહ્યા હતા, અને પગ પાછળ

પડવા દેતા નહોતા. જંગનો આ રંગ જોઇ ફિલોકસે લડાઈ મુલતવી રાખી અને શાહ મેડીયાને પેગામ મોકલ્યો કે હજારો મનુષ્યોની જીંદગી બરબાદ થઈ રહી છે. મારે સલ્તનત કે હુકૂમત જોઇતી નથી. માઝંદરાનનું રાજ્ય મલેકા અબીલાને મુબારક હો! બલ્કે સીસ્તાન પણ શાહજાદીના કદમો આગળ છે. હું માત્ર રાજકન્યાને ચાહું છું અને તે માટે રાજપાટ અર્પણ કરવા ખુશી છું. મારી માગણી માન્ય રાખો તો લોહીથી તરબોળ મેદાનમાં આનંદની નોબત વાગશે.

બાદશાહે વજીરોની સલાહ માગી. સૌએ એકમતે કહ્યું કે ફિલોકસ રૂપ, ગુણ અને રાજસત્તા જોતાં ઇરાનનો એક હીરો છે. વળી શાહજાદીનાં લગ્ન તો કરવાના છે, તો પછી તેના કરતાં બીજો કોણ સારો રાજકુંવર મળવાનો હતો? સૌથી મોટો ફાયદો એ થશે કે બન્ને રાજસત્તાઓ સંયુક્ત થતાં મુસલમાનોને બરબાદ કરી શકાશે. તેઓ અત્યારે વંટોળીઆ માફક આવી રહ્યા છે.

વિચાર સારો, અભિપ્રાય સાચો, સૂચના સરસ અને સલાહ વાજબી લાગી, માંગણી મંજુર થઈ. કાસદ ખુશખબર લઈ ફિલોકસ પાસે ગયો. મેડીયાની ખુશી જાણી ફિલોકસ હર્ષથી ઉભરાઈ ગયો અને વિવાહની ધામધુમ થવા લાગી.

---

## (૮)

" એક ક્ષુદ્ર પ્રાણી, એક નિરાધાર દાસ, આ કંટક ભરેલા વનમા, આ કષ્ટમય માર્ગમાં તારી સહાયનો તલબગાર અને તારી કૃપાનો યાચક છે. યાકૂબને સાંભળનાર તું હતો, યુસુફની લાજ તેં રાખી, ઇબ્રાહીમની સાથે તું હતો, ઇસમાઇલને ઉગારનાર તુંજ છે........... જેણે યાકૂબને બેકરાર અને સનઆનને ગુમરાહ કર્યો, જેણે યુસુફપર આક્ષેપ મેલ્યો અને ઝુલેખાનું દિલ બેકાબુ કર્યું, જેણે કયસને દીવાનો અને ફરહાદને પહાડ ખોદતો કર્યો, તેણે હવે મારાપર કાબુ જમાવ્યો છે. ઝુલેખાના ઓરડામાં યુસુફને સત્ય માર્ગ બતાવનાર! મારા દિલને સબર આપ, મને સહનશીલતા દે, દ્રઢતા દે. મારી હાલત ખરાબ, જીવવું અઝાબ, જીન્દગી મુસીબત અને જાન આફત બની ગઇ છે. એ સૌદર્ય, એ મનહર મૂર્તિએ મને જખ્મી કરેલ છે, એ મારૂં ચેન લઇ ગઇ છે. મારા દિલને શાંતિ આપ, હું બેચેન છુ, મિલાવી દે, આતુર છુ, દિખાવી દે, હું બેકરાર છું. ડર છે કે શુરવીરતા, ખોફ છે કે હિમ્મત, બીક છે કે દ્રઢતા ધુળમા ન મળી જાય અને આ ફાની મોહબ્બત સત્ય માર્ગથી ન રખડાવી દે.

દર્દ છે, તલબ છે, ખાહિશ છે, અરમાન છે-દર્દમાં અસર દે, તલબમાં કબુલિયત દે, દે, દે, પેદા કર. અતાકર એવી હાલત, એવી કેફિયત કે ઝાડ પાન, નદી, પર્વત, રે' સૃષ્ટિની રજેરજમાં દિન રાત એજ પ્રતિમા દેખાય.

આ રાતના સન્નાટામા, આ પવનના ફરાટામા, આ જંગલ બિયાબાંમાં, આ સુનસાન સ્થળે એક નાપાક હસ્તી, એક ગુનેહગાર ઇનસાન તારી આગળ શિર ઝુકાવી પડયો છે. આ સિજદાની શરમ-આ ઇલ્તિજાની આબરૂ રાખ'

એ ચંદ્રસમ ચહેરો, એ મોહીની સૂરત, એ રસીલી આંખો એ ગુલાબી ગાલો, જે સૌએ મળી મારૂં દિલ કબજે કરી લીધું, તે સર્વે મારી આખથી દૂર છે. હું બેતાબ છું, દીવાનો છું. ત્હારી દયાથી, કૃપાથી મોહબ્બતમાં પવિત્રતા, વિચારોમાં નિર્મળતા અને ત્હારા પ્રત્યેના પ્રેમમાં દ્રઢતા દે ......"



( ૯ )

રાતની શરૂઆત છે, યઝદગુર્દ પોતાના મહેલમા બેઠો મોજ માણી રહ્યો છે. પાંસઠ રમણીઓનું ટોળુ તેની આગળ ઉભુ છે. તેની સાવકી બહેન શહેરવધા જે હવે તેની રાણી બની છે, તે તેની બાજુએ બેઠી એશ ઉડાવી રહી છે. શરાબની રંગરેલ ચાલી રહી છે અને દાસીઓ જુદા જુદા પ્રકારના નાચ નખરાં કરી રહી છે. અર્ધી રાત સુધી આ મેહફિલ ચાલી. ત્યાર બાદ સ્ત્રીઓનું એક નગ્ન ટોળુ તેની આગળ થઇ ચાલતું થયું, જેમાંથી એક, ઇશારો થતાજ શાહના શયનગૃહમા દાખલ થઇ ગઇ. યઝદગુર્દ ઉઠવાનો ઇરાદો કરતો હતો તેટલામા કોઇનો કોલાહલ તેને કાને પડયો. પુછતા જણાયું કે મુસલમાનો સામે લડવા ગએલ જે લશ્કર રબાતમાં છે તેના વિષે ફરિયાદ કરવા લોકોનું ટોળું આવી એકઠું થયું છે અને કહે છે કે ઇરાની લશ્કર દુશ્મનના પહેલાં અમારૂં નખોદ કાઢે છે. હરેક ગામે અમારે પાયમાં સ્ત્રીઓ આપવી પડે છે, તેમ છતા દરેક સેપાઇ કાવે ત્યારે કોઇના પણ ઘરમાં ઘુસી જાય છે અને જે સ્ત્રી પસંદ આવે છે તેને પકડી જાય છે. રાત દિવસ લુંટવાનો અને મારવા કાપવાનો ધંધો કરે છે. જ્યારે જુઓ ત્યારે જુવાર અને દારૂ' અમે તો ખોરાકી પહોચાડી પહોંચાડીને થાકી ગયા પણ હજી લડાઇ શરૂ નથી થાતી કે અમને નિરાંત મળે. આનો ઇલાજ નહિ લેવાય તો અમો ઇસ્લામીઓ સાથે મળી જઇશુ કે અમારા સંકટો તો ટળે !

યઝદગુર્દ નશામા બદમસ્ત બની રહ્યો હતો. લોકો તો રડતા પીટતાજ રહ્યા અને તેણે ધ્યાન ન આપ્યુ; પણ સવાર પડતાજ હુકમ મોકલ્યો કે લડાઈ એકદમ શરૂ કરે. હુકમ થતાંજ રૂસ્તમ સાઠ હજારનું લશ્કર લઇ સાબાતથી ચાલ્યો અને કાદેસિયા પહોંચ્યો. ખુદાના બંદાઓના ખૂનનો ડાઘ મુસલમાનોને ન લાગે તે માટે બને ત્યાં સુધી શાન્તિથી કામ લેવાનો અમીરૂલ મોઅમેનીનનો હુકમ આવી પહોચેલ હોવાથી સાઅદે આમિર બિન અનઆીને ફરીને રૂસ્તમ પાસે મોકલ્યો. તેનો લેબાસ મામૂલી હતો—કમરમાં રસીનો પટ્ટો અને તલવારનું મિયાન પણ તુટેલું. રૂસ્તમ તો જોઇને હેરત પામી ગયો અને પૂછ્યું," આજ હાલ હવાલમા અમારી સાથે લડવા માગો છો ! હું ? "
આમિર, જવાબ આપ્યા પહેલા રૂસ્તમની પડખે જઇ બેઠા અને કહ્યું, 'અમે માત્ર એટલુંજ કહેવા માગીએ છીએ કે "સૃજિતને નહિ પૂજતા સરજનહારનેજ પૂજો" લોકો આમિરની હિમ્મત જોઈ દંગ થઇ ગયા, અને ગુસ્સો પણ આવ્યો. તેમાથી એકે પૂછ્યું, "તમારી હિમ્મત શે થઇ કે અમારા સેનાધીપતિની બાજુમાં બેસી ગયા ? " આમિરે કહ્યું, અમારા

ધર્મનું શિક્ષણ એજ છે કે સર્વ કોઈ એકસમાન છે, કોઇના કરતા કોઈ ચઢીઆતું નથી" ઇસ્તમ નશાના ચકચુર હતો અને બોલ્યો, "જાઓ! સવાર પડવા દો–તમારી ફોજને નીસ્તો–નાબુત કરી નાખીશ!"

પ્રભાતમાં બંને બાજુની ફોજો તૈયાર થઇ અને યૌમુદ્દમાસની કાદેસિયાની પહેલી લડાઈ શરૂ થઇ. સાઅદ લડાઇમાં શામેલ થઈ શકયા નહિ કેમકે ઘોડાપર સવાર થઈ શકાય તેમ નહોતું. લાચારીએ ખાલિદ બિન અરફતાને સિપેહસાલાર નીમ્યા અને પોતે લડાઇની ગોઠવણ અને સુચનાઓ કરતા રહ્યા. અરબસ્તાનના મશહુર શાએર અને વકતા હતિયા, શમાખ, ઓસ બિન ક્યાઝ જેવા કવિઓએ પોતાના ભાષણોથી એવો જોશ ઉત્પન કર્યો કે મુસલમાનો લડાઇ માટે બેતાબ થઇ ગયા. પહેલા વ્યકિતગત એક એક લડવૈયા વચ્ચે લડાઈઓ થઈ પણ ઇરાનીઓ ફાવ્યા નહિ તેથી તેમણે સામટો હુમલો કરી દીધો બજીલાના રિસાલાએ પોતાના હાથીઓ આગળ કર્યા. અરબી ઘોડાઓએ હાથી કયારેય દીઠેલા નહિ તેથી આકૃતિ જોઇનેજ ભડકી ગયા, પણ પાયદળ ફોજ આગળ વધી અને મક્કમતાથી મુકાબલો કરવા લાગી. તો પણ કયા હાથી, કયા માણસ? લડાઇનો આવો આરંભ અંતની ખબર આપી રહ્યો હતો. સાઅદને ખાત્રી થઈ ગઈ કે મેદાન હાથથી ગયુ તરતજ તેણે તીરંદાઝીમા ઉસ્તાદ ગણાતા બની તમીમના કબીલાવાળાઓને ઉશ્કેર્યા. સાઅદના શબ્દોથી તેઓ જુસ્સામા આવી ગયા, અને તીરોનો એવો મેઘ વરસાવ્યો કે સેંકડો હાથીસ્વારો હોદ્દામાજ ઠંડા થઇ ગયા. હવે મુસલમાનોને હિમ્મત આવી અને તેઓએ પુનઃ હુમલો કર્યો અને નજીક પહોંચી હાથીઓપર તલવાર ચલાવવી શરૂ કરી. દિવસ આથમ્યા સુધી યુદ્ધ ચાલ્યું અને રાત્રિએ બંને પક્ષ પર અંધકારનો પડદો પાડી દીધો.

---

## (૧૦)

આજે શાહજાદી અબીલાને ઇરાનના રિવાજ અનુસાર ફુલથી શણ-ગારવાની રસમ અદા થઇ રહી છે. મહેલનો કોઈ ખુણો એવો નહિ હોય કે જે ફુલોથી શણગારવામા આવ્યો ન હોય. નીચે ઉપર જ્યા જુઓ ત્યાં ફુલહાર નજરે પડે છે. પુષ્પોની પુષ્કળતાના પ્રતાપે હવા મ્હેકતી મ્હેકતી ઘેલી બની ફરી રહી છે. ખુશબોએ દુર સુધી જ્યાં જુઓ ત્યા સુવાસ પ્રસ-રાવી દીધી છે અને મારવા મરવા આવેલ સીસ્તાની ફોજ ઉત્સવ કરી રહી છે. કતલ થઈ જવાના ભયમા પડેલ માઝંદરાનીઓ ઇનામ ઇકરામથી માલામાલ થઇ રહ્યા છે. બરોબર દશ વાગે તોપના અવાજે જાહેર કર્યું કે વરરાજા અગ્નિ પૂજાથી ફારેગ થઈ હવે અબીલાના મહેલે પધારે છે.

મલેકા હજુ સુધી સુતી વખતે પહેરવાના સાદા વસ્ત્રોમા ઘુમસુમ પોતાના ઓરડામા બેઠી હતી, તેટલામાં શાહ મેડીયા અદર આવ્યો અને કહ્યુ "પ્યારી અબીલા! તું સારી પેઠે જાણે છે કે દુનિયામા મને ત્હા-રાથી વધુ પ્રિયજન કોઈ નથી. હું તને સુખમા જોઉં તોજ મ્હારા છેવ-ટના દહાડા ખુશીમા ગુજરે. હુ ધારૂ છું કે ફિલોકસ કરતાં સારો રાજકુંવર તને બીજો કોઈ ન મળત. તે દરેક રીતે તારા લાયક છે. પણ મે સાભળ્યું છે અને હુ જોઉં છું કે વિવાહની મે કરેલ ગોઠવણ તને ગમતી નથી. ફિલોકસ જેવો શાહજાદો આપણને સ્વપ્નેય ન જડે. ફુલની રસમ અદા કરવાનો વખત આવી ગયો છે અને હજુ તુ લલાટે હાથ દઇ બેઠી છે. ઉઠ, સ્નાન કર, લગ્ન પ્રસંગે પહેરવાનો પોશાક પહેર. નહિતર સીસ્તાનીઓ પળવારમા આપણો મિજાજ ઠેકાણે લાવી દેશે તુ જાણતી તો હોઇશ કે મે વચન આપ્યુ છે અને હવે તે કોઇ કાળે તુટે નહિ."

અબીલાની નજર નીચી હતી. તેની જીભથી એક શબ્દ પણ નિકળતો નહોતો. તે એક ચિત્રની માફક સ્થિર, એક મુર્તીની માફક અબોલ ગુમસુમ ઉભી રહી. આખમા એક આંસુ નહોતુ, હોઠે નિશ્વાસ નહોતો, બદનમા જાન નહોતી. મોહમા ઝબાન નહોતી. ન તો હાથ પગમાં ચેત કે ન તો ફુર્તી. વીવાહના કપડાં પહેરાવવામા આવ્યા અને માથાથી પગ સુધી ફુલોથી શણગારવામા આવી. ધારણા હતી, ઉમેદ હતી, મનમા લાગતુ હતું અને માનતા હતા કે આ શૃંગાર તેના સૌંદર્યને દીપાવી મેલશે પણ દરેક ફુલ ઝખવાણું પડી ગયું. સલીબુના ગુલાબી પુષ્પો ઝૂમીઝુમીને કુંવરીની મુખાકૃતિપર કુરબાન થઇ રહ્યા હતા. આ બધા ફુલોમા તેનુ અંગરૂપી કુસુમ

એવુ ખીલ્યુ હતુ કે તેનો દરેક અવયવ પાખડીસમ હતો. મલેકા ફુલથી ઢાકી દીધેલ તખ્તપર બેઠી કે પ્રત્યેક આખ સન્નાટામા રહી ગઇ.

ફુલનો રિવાજ ઇરાનીઓમાં એક જુનો રિવાજ હતો. તેને નિકાહનો ખુતબો સમજો કે ચોરીના ફેરા! તે વખતે વહુ બની ઠનીને વરની સામે બેસતી અને વર પોતાના હાથે એક લાલ ફુલ વહુના વાળમાં ભરાવતો. મલેકાના દાખલ થતાજ નગારાંપર દાંડી પડી. હજી તેનો ધ્વનિ હવામાં ગુંજે તેટલામા લોકો ગભરાટમા દોડતા આવ્યા અને ખબર આપી કે સીલૂમ એક મોટું લશ્કર લઇ ચઢી આવ્યો છે અને કહે છે કે મલેકાને લઇનેજ જઇશ. શામીયાનામાં ગડબડાટ મચી ગયો. વરરાજાને સલામી આપવાને, સ્થળે સ્થળે રંગ બેરંગી ડ્રેસમાં ઉભા રાખવામાં આવેલ સેપાહોને હથીઆરબંધ થઇ જવાનો હુકમ થયો. ફોજને તૈયાર કરી મેડીયા પોતે મેદાનમાં આવ્યો. સીસ્તાન અને માઝંદરાનના સંયુક્ત લશ્કરે મરણીયા થઇ સીલૂમનો મુકાબલો કર્યો, સાંજ સુધી લડાઈ જારી રહી અને શાદીની ખુશી ઉજવતા હજારો માણસો કામ આવ્યા, લડાઇ મુલ્કી કે કૌમી નહતી. આ એજ લડાઇ હતી કે જે ઇતિહાસમા "જંગે હુસ્ન" –સૌંદર્યના યુદ્ધના નામે પંકાઇ. સીલૂમ બુલંદ અવાજે કહી રહ્યો હતો કે સલ્તનત રાખનો ઢગ અને ધુળનું ઢેકું ભલે થાય પણ અબીલા હાથથી ન જાય. સીસ્તાન અને માઝંદરાનનો નિશ્ચય હતો કે જખ્મીઓની પથારી થાય અને લાશોના ઢગલા થાય તો પણ મલેકા નહિ આપીએ. સાજના અંધારાએ બનેને ખામોશ કર્યા ત્યારે મેડીયાએ સંદેશો કહાવ્યો કે "માઝંદરાનની મલેકા અબીલા જેના રાજ્યમાં વાઘ બકરી એક આરે પાણી પીએ છે, તેના લગ્ન શાહજાદા ફીલોક્સ સાથે થઇ ગયાં છે. હવે લડવું નીરર્થક છે, બલ્કે એક કલંક છે. બંને સલ્તનતો પોતાના રાજ્યકર્તાઓ માટે પસીનાની જગાએ લોહી વહેવડાવશે. અમને હાર મળશે તો પણ હુ બાપ છતા ખુબસુરતીની પુતળી સમાન મારી કન્યાને ખુનમા રગદોળીશ."

સીલૂમ શૂરવીરતાના ઘેનમા ચકચુર અને સૌંદર્યના પ્રકાશપર પતંગીયા માફક ફિદા બની ગયો હતો. તેણે કાઇ ન સાભળ્યું અને પાચ દિવસ સુધી ખુનરેઝ લડાઇ ચાલી. મનુષ્યનું લોહી મેંઢાં બકરાં માફક વહ્યું. છઠે દિન સૂર્યાસ્ત પહેલા સીલૂમે એક જાનતોડ હુમલો કર્યો અને તે પણ એવો સખત કે સીસ્તાની અને માઝંદરાની સેપાહોએ લાખ રોકાવાની કોશિશ કરી પણ દુશ્મન માથે આવી લાગ્યા. હાથો હાથની લડાઇ જામી. અત્યારે

અબીલા પોતે લડાઇમા મોજુદ હતી, તેથી પોતાની ફોજમાં હિંમત આવવાની સાથે સીલૂમના અંતરમાં સળગતી આગ વધુ ભડકી. સીસ્તાનીઓના પગ ઉખડી ગયા અને તેમની સાથે માઝંદરાનીઓ પણ પાછા હઠ્યા. દુશ્મન ફતેહના જયઘોષ કરતા શહેરમાં દાખલ થયા અને હુકમ કર્યો કે શાહજાદીને જીવતી કેદ કરો. આ સાંભળતાંજ મલેકાએ આબદાર ખંજર બહાર કાઢ્યું અને બોલી, "આ ખંજર તારી ધારણા હમણાં ધુળમાં મેળવશે."

વાક્ય બોલાઇ રહે તે પહેલાં માઝંદરાનીઓમાથી એક નિકાબપોશ (પડદો ઓઢેલ) સવાર આગળ વધ્યો અને તલવારનો એક વાર લગાવ્યો કે સીલૂમની ગરદન નીચે જઇ પડી. ભાગેલ ફોજ આ જોઇ પાછી વળી. સીલૂમ કતલ થતાજ તેનું લશ્કર એવું નાઠું કે પાછું વળી ન જોયું. પરદેપોશ સવારે શાહજાદીના હાથમા એક કાગળ મેલ્યો. તે વખતે મલેકા માત્ર એટલુંજ જોઇ શકી કે સવારની આંગળીઓ કપાઇ ગઇ છે. કાગળ વાંચ્યો, તો લોહીથી લખ્યું હતું કે:

"મલેકા અબીલાને માઝંદરાનની સાથે સીસ્તાનની સલ્તનત પણ મુબારક હો!"

(૧૧)

કાદેસિયાની લડાઇ થોડી વાર સુધી મુલતવી કરી દેનાર રાત્રિ પૂરી થતાંજ, મુસલમાનોએ ફજરની નમાજ એવા જોરેશોરથી અદા કરી કે તવહીદના નાદથી મેદાન ગુંજી ઉઠયું. સવારનો સોહામણો સમય, કાદેસિયાનો લીલોછમ પ્રદેશ, હંતલા જેવા મધુર સ્વરવાળા ઇમામ અને સૂરએ ત્વાહાની પહેલી રકુઅ! ઇસ્લામની સચ્ચાઇ પર જમીનની રજેરજ લબ્બેક કહી રહી હતી. નમાઝથી પરવારી શહીદોને દફન કરવાની તૈયારીઓ થવા લાગી, જખ્મીઓ ઓરતોને સોંપવામાં આવ્યા કે તેઓ મલમ પટી લગાવે. ફોજ મેદાનમાં આવી ગઇ. સામેથી વંટોળીયા જેવું જણાયું. થોડી વારમા ખબર મળી કે મુસલમાનોને મદદ કરવા સામેથી લશ્કર આવ્યું છે અને અમીરૂલમોઅમેનીનનો હુકમ છે કે રબીઆ અને હસરના લડાકુ કબીલાઓને સાઅદની કુમકે રવાના કરવામાં આવે. આ ફોજ પર હાશમ સિપેહસાલાર મુકરર થયા. હરોલપર કઅકાઅની નીમણુંક થઇ અને લડાઇનો આરંભ થયો. રિવાજ મુજબ પહેલાં વ્યકિતવાર લડાઇઓ થઈ. પ્રથમ બહમન મુકાબલો કરવા નિકળ્યો અને મોટેથી બોલ્યો કે મુસલમાનોમાં સૌથી વધુ શરવીર હોય તે મારી સામે આવે. કઅકાઅ આવ્યા અને કેટલી વાર સુધી બંનેના બળની અજમાયશ થઇ. છેવટે બહમન કતલ થયો. ત્યારબાદ બુઝરજમહર હમદાની જુસ્સામા સામે આવ્યો પણ કઅકાએ તેને પણ કતલ કર્યો. હવે રૂસ્તમથી ન રહેવાયુ અને એકી સાથે હુમલો કરવા હુકમ કર્યો. મુસલમાનોએ ઘણીજ અચ્છી તરેહથી મુકાબલો કર્યો, પણ હાથીઓની ફોજ ભયાનક રાક્ષસી દળ માફક આવી પડી. આ વખતે સાઅદે એક એવી તદબીર ખોળી કાઢી કે ઉંટો પર કાળા કપડાં નાખી તેમને ભયાનક દેખાય તેવા બનાવ્યા. લડાઇ જોરેશોરથી ચાલી રહી હતી તેટલામા અમીરૂલ મોઅમેનીનનો કાસદ આવી પહોંચ્યો અને કહ્યું "આ અમૂલ્ય ઘોડા અને તેજ તલવારો માત્ર યોગ્ય પુરૂષો માટેજ છે. જમાલ બિન માલિક, અબીલ બિન ઉમરૂ, તલહા બિન ખવીલદ અને આસિમ બિન ઉમરે આ તલવારો ઉપાડી અને જે તરફ ધસ્યા ત્યાં ભંગાણ પાડી દીધુ. ખુનસા (પ્રખ્યાત સ્ત્રીકવિ) પણ ત્યા હાજર હતી અને પોતાના જોશીલા કાવ્યથી પોતાના ચારે પુત્રોને હિમ્મત આપી રહી હતી. દિનભર યુદ્ધ ચાલ્યું. બંને પક્ષો મરણીયા થઈ લડયા પણ ફેંસલો ન થયો. તે રાત ખતમ થઈ તો યૌમુલ અમાસનો મશહુર દિન આવ્યો. આજે હુશામ સાતસો સવારો સાથે મુસલમાનોની મદદે આવ્યા. બીજી બાજુએ અસંખ્ય ઇરાની ફોજ દુશ્મનોની

બહારે આવી રહી હતી. જ્યારે લડાઈ શરૂ થઈ અને ઇરાનીઓએ કોઇપણ રીતે કદમ પાછો ન ભર્યો ત્યારે ઉમરૂ માદી કરબે મોટેથી કહ્યું, "મુસલમાનો ! હું આગળ વધું છું, ચાલો મારી સાથે ચાલો. હું જો માર્યો જાઇશ, તો યાદ રાખો, હવે તમને બીજો માદી કરબ નહિ મળે." તે આગળ વધ્યા કે ફોજ પાછળ પાછળ ચાલી. ઇરાની દસ્તા પણ તરત તુટી પડયા અને એટલી ધુળ ઉડી કે માદી કરબ ધૂળમાં ઢંકાઇ ગયા. જો કે શરીર જખ્મી થઇ ગયું હતું અને બરછી તથા ભાલાં ભોંકાઇ રહ્યાં હતાં તોપણ તેમની હિમ્મતમાં મંદી ન આવી. હવે રૂસ્તમે બાણો ચલાવવાની આજ્ઞા કરી. કફકાઅ આ જોઈ આગળ વધ્યા. તેમની સાથે બનુ અસદ, બહીલા અને કનરાના કબીલા પણ દુશ્મન પર તુટી પડયા. ઇરાનીઓનો નાયબ સિપેહસાલાર અબીઝ કામ આવ્યો. રૂસ્તમ એક તખ્તપર બેસી હુકમ જારી કરી રહ્યો હતો. મુસલમાનોની હિમ્મત જોઇ, તે ગભરાયો અને હુકમ દીધો કે એક સાથે હાથીઓનો હુમલો કરો. ઇરાનીઓનો એક રિસાલો જે માથાથી તે પગ સુધી લોખંડથી સજ્જ હતો, તે હાથીઓ લઈ આગળ વધ્યો. મુસલમાનોએ ઘણું કર્યુ પણ હાથી સામેથી ન હટયા. હઝીફાના કબીલાનો એક સરદાર આ રંગ જોઇ આગળ વધ્યો, અને એક ઇરાની સ્વાર પર બરછીનો એવો હુમલો કર્યો કે લોઢાને ચીરતો બહાર નીકળી ગયો. મુસલમાનોના ઉત્સાહમા વધારો થયો. હાથીઓથી ડરનારા પણ પાછા આવ્યા, અને સવારો પર પડયા. દારૂણ જંગ મચ્યું. મુસલમાનોપર ખુદાની કૃપાદ્રષ્ટિ હતી. આખો રિસાલો ગારત થયો. સાંજ પડી ગઇ હતી અને લડાઇ બંધ કરવી જોઇતી હતી, પણ સાઅદે હુકમ આપ્યો કે લડાઇનો નિર્ણય આજે જ આવશે. ફોજ થાકી ગઈ હતી તોપણ તલવારો ચાલવા લાગી અને તે વધતી વધતી રૂસ્તમ આગળ પહોંચી. રૂસ્તમ ભાગ્યો અને લશ્કરને ફરી ગોઠવ્યું. રાત ભર લડાઇ રહી. મુસલમાનો આગળ વધતા જતા હતા. રૂસ્તમને હારવાની ખાત્રી થઇ ગઈ અને નદીમા કુદી પડયો કે નાસી જઈ પ્રાણ બચાવે. હિલાલ બિન અલકમા સાથે કુદી પડયા, તેને બહાર ખેંચી લાવ્યા અને સૌ સમક્ષ માથું કાપી ભાલાપર ઉંચું કર્યુ.

( ૧૨ )

સીસ્તાન આખું વિજયની સાથે મલેકા ( અબીલા ) ને મળવા માટે ખુશી ખુશી થઇ રહ્યું હતુ, જ્યાં જુઓ ત્યા આનંદ આનંદ થઇ રહ્યો હતો. પહેલી રાતનો સમય છે અને શાહજાદી અબીલા લાડીના લેબાસમાં શાહી મહેલમાં બેઠી છે. માથાથી પગ સુધી જવાહિરોમાં ગર્ક, ઘરેણાથી લદાયલ, ફુલોમાં ડૂબેલ, સૌંદર્યના અંબારસમ બેઠી છે. ફીલોકસ ગાંડાની માફક તેની સૂરત પર કુરબાન થઇ રહ્યો છે, ક્યારેક આંખે પગ લગાવે છે, તો ક્યારેક તેના પગે પડે છે. ચકોરની માફ નિસાર થતો તે નજીક ગયો અને કહ્યું, "મારાથી વધુ ભાગ્યશાળી દુનિયામાં કોણ હશે ? દોલત અને હુકૂમતની સાથે મારો મહેલ, મારૂં હૃદય, આ મુખડાથી ઝગમગે, તેથી વધુ શું હોઇ શકે ?"

અબીલા— "હું પોતે ઘણીજ ખુશનસીબ છું કે હરેક પ્રકારના ઝગડાથી પરવારી ગઇ."

ફીલોકસ— " આ ચાંદ જેવા ચહેરાને મારા દિલમા જગા આપો, પ્યારી અબીલા ! તેમ નહિ બને ?"

અબીલા— હા. બને પણ.........

ફીલોકસ— " બોલો બોલો, પણ...શું ? !

અબીલા— "..............

ફીલોકસ— "ચુપ કેમ છો ? બોલો !"

અબીલા— "...........

ફીલોકસ— " વ્હાલી અબીલા ! આ ખામોશી શેની ! પણ... શું ?"

અબીલા— " શું કહુ ! મારી એક દરખાસ્ત કબુલ કરો તો હું તમારો એહસાન સદાય યાદ કરીશ."

ફીલોકસ— " વિનતી અને તે પણ તમે કરો ? ! એમ કહો કે મારો એક હુકમ બજાવી લાવો !"

અબીલા— " એમ તો એમ "

ફીલોકસ— " બોલો, શું હુકમ છે ?"

અબીલા— " મંજૂર કરવાનું વચન આપો."

ફીલોકસ— " એક વાર નહિ, હજારવાર ! આ જીભ, આ શરીર, આ સમૃદ્ધિ, આ રાજ્ય કોના છે ? એ સૌ રાણી અબીલાનાં ! ફીલોકસ તો તેનો દાસ, અબીલાના નામનો ગુલામ !"

અબીલા— "આજ રાતે હુ જશનમા નહિ આવી શકું, મને માત્ર ત્રણ મહીનાની મોહલત આપો, ત્યાર બાદ હું તમારી અને તમે મ્હારા..."

ફીલોક્સ— "કેમ ? કંઈ કારણ ! મોહલતની મતલબ ?"

અબીલા— "મતલબ કંઇ નહિ, એક દરખાસ્ત !"

ફીલોક્સે શરાબનો એક પ્યાલો પીધો, બે પીધા, ત્રણ પીધા અને આગળ વધી અબીલાનો હાથ ખેંચવા જતો હતો કે રોશનીમાં ખંજર ચમક્યું.

અબીલા— "તમે મારી વિનંતી માન્ય નહિ રાખો અને મને સ્પર્શ કરવા કોશિશ કરશો તો હું મારૂં કામ તમામ કરીશ.

ફીલોક્સે ઝડપથી અબીલાનો હાથ પકડી લીધો અને ખંજર ખુંચવી લેતો હતો તેટલામાં શાહજાદીએ જોર કર્યું અને એક આંગળ જેટલો જખ્મ છાતીમા લાગી ગયો, પોશાક લોહી લુહાણ થઇ ગયો. ફીલોક્સનો જોશ વધી રહ્યો હતો. તે ફરીને નજીક આવ્યો ત્યારે મલેકાએ રોષથી કહ્યું, "ખબરદાર ! એ ખ્યાલથી આગળ ન આવો !"

ફીલોક્સે આજીજી કરી, કાલાવાલા કર્યા, સમજાવી, પટાવી, પણ જ્યારે તેને ખાત્રી થઇ ગઇ કે આ કયારેય નહિ માને ત્યારે બાજુના ઓરડામાથી સાત વર્ષના માસૂમ ભાઇને લાવી ઉભો કર્યો અને બોલ્યો, "આ વખતે આ ભાઇની અને સવારે તારા બાપની ગરદન તારી સામે ઉડાવી દઇશ ! હવે હઠ કરીશ તો ભાઇનું અને બાપનું ખૂન તારા માથે રહેશે."

અબીલાનો આ ન્હાનો ભાઇ, જેની ઉમ્મર૭ સાત વર્ષનીજ હતી, તે જો કે ગાદીનો હકદાર હતો તો પણ મલેકા તેના નામની દીવાની અને સુરતની શયદા હતી. બાળને જોતાંજ બેચેન થઇ ગઇ, અને બેતાબ બની ગોદમાં ઉઠાવી લીધો, પણ ફીલોકસે બાળકને છીનવી લઇ આધે ઉભો રાખ્યો અને કહ્યું, "જે ખંજરથી તું આપઘાત કરતા જખ્મી થઇ, તેનાથીજ હવે આ છોકરાંના અંત આવશે. તેનો જખ્મ ત્હારાથી ઉંડો, તેની પીડા ત્હારાથી વધુ અને તેનું ખૂન તારા કરતા વધારે વહેશે, હજી ઈનકાર ન કર, અને જશનમાં આવી સીસ્તાનનો તાજ તારા માથે રાખ."

અબીલા— "હું માત્ર ત્રણ મહીનાની મોહલત માગું છું."

ફીલોક્સ— "નહિ, એક પળની પણ નહિ. !"

અબીલા— "તો એ ખંજર મને દે"

ફીલોકસે ગુસ્સામાં આવી શહેરયારની ગરદન પકડી એક હ અધર ઉંચકયો. અબીલા જુલ્મીના પગે પડી અને કહ્યું, " એક મહ ઇન્સાફી રાજયકર્તા, એક મહેમાન થઇ આવેલ બાળકનું ખૂન કરશે ? તારી પાસે દયાની યાચના કરૂં છું."

ફીલોકસે સંગદિલીથી અબીલાને ઠેબું માર્યું, અને જે આંખોથી પ્રેમનો દાવો કરતો હતો, તેમાંથી ખૂન ટપકવા લાગ્યું.

ફીલોકસ— " તેનો છુટકારો માત્ર તારા ઇકરાર પર અવલંબે છે, બીજું કંઇ ન જાણું. ચાલ જશનમાં આવ, મારા શયનગૃહમા દાખલ અને મારા તડપી રહેલ દિલને ખુશ કર ' "

અબીલા— " હા, એ સમય પણ આવશે. મેં મોહલત વધુ ન માગી. ત્રણ મહીના આખ વીંચતામા નિકળી જશે. બલ્કે હું હંમેશને ત તમારી ઋણી રહીશ."

ફીલોકસે ખંજર હલાવ્યું, તેજ રોશનીમાં લોહીતરસી ધાર ચમ અબીલાના દિલપર વજ્રઘાત થયો. તે બેકરાર થઇ ભાઇને વળગી પ અને તેને પીઠ પાછળ ઉભો કરી, બોલી "એના પહેલાં મને મારો, બી એહસાન ન કરી શકો તો એટલોજ ઉપકાર કરો."

ફીલોકસ— " દૂર હઠ ' આ ઇનકારથી તારે ભાઇની કતલ, બા મોત, તારા માટે કેદખાનું, વતનની બરબાદી, રઇયતની તબાહી—ઘણું જો નું છે. હજી માનીજા અને આ પ્યાલો પી, જશનમાં ચાલ ! "

અબીલા— " માત્ર ત્રણ મહીના ' "

હવે ફીલોકસે કુંવરને પકડયો. શહેરયાર બહેનને વળગી રહ્યો, પ ક્રૂર રાજાને દયા ન આવી. અબીલાએ પગે પડી કહ્યું "મને આ દશ્ય દેખાડો." પણ ફીલોકસે તેના માથાને પાટુ મારી દુર કર્યું અને ફરી તેજ માગણી કરી પણ હજુ પણ જયારે એજ ત્રણ મહીના ' નો અવા નાજુક હોઠથી નિકળ્યો, ત્યારે બેરહમ રાક્ષસે શહેરયારની ગરદન પક અને એટલા જોરથી ગળું દબાવ્યું કે તે બોલી ન શકયો, પણ આંખો ગ દબાતાં થતા દર્દની ફરિયાદ બહેનની આંખોને કરી રહી હતી.

મોહબ્બતના જોશે અબીલાને બેતાબ કરી દીધી. ભાઇને જુલ્મી પંજામાંથી છોડાવવા તેણે કોશિશ કરી પણ નિષ્ફળ ગઇ. ગળું દબાવા શહેરયારની આંખો નિકળી પડતી હતી અને બહેન માછલીની મા તડફડી રહી હતી. ફરીને તે કરગરવા લાગી અને કહ્યું, " વાર, છોડી દો."

ફીલોકસ રાજી રાજી થઇ ગયો. શહેરયારને છોડી દીધો અને અબી-
લાના ગળામા હાથ નાખી દીધા.

અબીલા— "દૂર હઠ, કમબખ્ત ઝાલિમ! દૂર રહે! ચાલ કતલ કર.
ખૂનનીજ જો ઇચ્છા છે, તો કર, પણ પહેલાં મારૂં!"

ફીલોકસ— "તારૂ નહિં, એનું!"

અબીલા— "તેનું અને મારૂં—બંનેનું!"

ફીલોકસ— "તેનું ને તારા બાપનું!"

હવે ફીલોકસના ક્રોધની કંઇ સીમા નહોતી, તે વાઘની માફક કૂદયો
અને નિર્દોષ બાળકના કલેજામા ખન્જર ભોકી દીધુ. લોહીનો ફુવારો
છુટયો અને લાશ ધરતીપર તડફડવા લાગી. અબીલાએ ભાઇનું રક્ત માથે
નાખ્યુ અને લાશ ખોળામા લઈ એક ચીસ મારી બેહોશ થઇ ગઈ.



( ૧૩ )

અમીરૂલ મોઅમેનીન તરફથી કંઈ આજ્ઞા આપવાની હોવાથી મુસલમાનોનો એક મોટો સમુદાય ભેગો થઇ ગયો છે, લોકો બેતાબીમાં મોંહ તાકી રહ્યા છે અને મનમાં ગુંચવાઇ રહ્યા છે કે એવી કઇ જરૂર પડી હશે કે અમોને સૌને ભેગા કરવામા આવ્યા છે ! જૂદા જૂદા માણસો જૂદા જૂદા અભિપ્રાય બાંધી રહ્યા છે. કોઇ કાંઇ સમજે છે, તો કોઇ કાંઇ. આખરે અમીરૂલમોઅમેનીને બુલંદ અવાજે કહ્યું.

"ભાઇઓ ! તમે જાણો છો કે તમારા બંધુઓ કેવી હિમ્મત અને શૂરવીરતાથી મુશરિકોના મુકાબલો કરી રહ્યા છે, મેં તેમને સૂચના આપી દીધી છે કે લડાઈ શરૂ થતા પહેલા સમજાવટ માટે બનતું કરે કે જેથી ખુદાની મખલૂકની ગારતગિરીનો ઇલઝામ ઇસલામ પર આવવા ન પામે. હવે એક સખત સગ્રામ થવાનો છે. દુઆ કરો કે ખુદા ઇસિલામને ફતેહ આપે. મેં યઝદગુર્દ પર જે પેગામ મોકલ્યો છે, તે આ પ્રમાણે છે. "તમારે ત્યા પહેલી મુસલમાનોની જમાઅતનો આશય કોઇ પણ રીતે ફિસાદ કરવાનો નથી, તમે તમારા મુલ્કમાં સુખશાંતિથી રહો, અમોને ન તો તમારી સલ્તનતની દરકાર છે કે ન તો હુકૂમતની પરવા. અમારો હેતુ માત્ર એજ છે કે તમોને એક ખુદા તરફ બોલાવીએ. અમારી ઇચ્છા એજ છે કે અવળો માર્ગ છોડી તમે સીધે રસ્તે આવી જાઓ. તમે સારી પેઠે જાણો છો કે મોટા મોટા બાદશાહો, જેમણે ખુદાઇના દાવા કર્યા, જીન્નતો બનાવી, તેઓ પણ આખરે પોતં પોતાનો રાગ ગાઈ, આ દુનિયાથી રૂખસત થયા. મોતનો ફરિશ્તો આવ્યો કે તરત હા, ના, વિના ચાલતા થયા. તેમનો દૌર પુરો થયો, તેમના બાગ વેરાન થઇ ગયા, અને આજે એવે એવે ઠેકાણે પડયા છે કે જ્યા ન તો સવારનો નાશ્તો છે કે ન તો સાંજનું ખાણું, સરકાર છે ન દરબાર, સૈન્ય છે ન સાથી છે, જે વાવી ગયા છે, તે લણી રહ્યા છે, દઇ ગયા છે, તે લઇ રહ્યા છે. અમે લુટારા કે ધાડપાડુ નથી, ઠગ કે બહારવટીઆ નથી, પણ ખુદાના ગુનેહગાર બંદા અને ઇસ્લામના પ્રેમમસ્ત ગુલામો છીએ. તમને કહીએ છીએ કે કયામત કે જે અટળ છે તે દિનથી ડરીને, ખુદા કે જે બરહક છે તેથી બ્હીને, સત્યના માર્ગપર આવો, અમોને સહાય આપો, અમારો સાથ આપો. જે રસ્તો સીધો છે, તે પર ચાલો, જે ધર્મ સત્ય છે, તે ગ્રહણ કરો, એક ખુદા કે જેના સમાન કોઈ નથી, તેની ભકિત કરો અને મોહમ્મદ કે જે ખુદાના રસૂલ ( સ. ) છે, તેમની પેરવી કરો.

૩૭

અમારો પાક મઝહબ દુનિયાની નેઅમતોનો ખજાનો અને આકેબતની બરકતોનો ગંજ છે. જીંદગી તેમાં રાહત અને મોત તેમાં જન્નત છે. જે ખોટા રાહે ચડી ગયા છો તે છોડો, જે ખરાબીઓમાં પડયા છો, તેમાંથી બહાર આવો, જીવન સાર્થક કરો અને બીજી જહાંન યાદ રાખો, દુનિઆમાં સ્વતંત્ર રહો અને સુખેથી જાઓ.



( ૧૪ )

મેડીયા—"તારા જેવી નાફરમાન છોકરી, તારા જેવી જફાકાર ઓરત, જેનું જન્મતાંજ ગળું દાબી દેવું જોઈતું'તું, જેને જીવતાં દાટી દેતા દુઃખ ન થાત, તે આ દુનિયામાં પહેલીજ છે. જે માથા પર મારી હયાતી દરમિયાન દુનિયાના રિવાજ વિરૂદ્ધ મારે હાથે, મારી ખુશીથી શાહીતાજ પહેરાવ્યો, તે આજે લોહીમા રગદોળાઈ રહેલ છે. તારૂં આ નાજુક શરીર એક ફુલથી પણ નરમ હતું તે માત્ર તારી નાલાયકી અને આડાઇથીજ કાટામા ઘસડાઇ રહ્યું છે. હું જોઇ રહ્યો છું કે જે આંખોએ ઇરાનમા વિજળી પાડી, તે હવે ખૂનનાં આસું પાડી રહી છે. તારે લઇનેજ હું મરી રહ્યો છું. મને નહોતી ખબર કે તું આવી જુલ્મી નિવડીશ. હું નહોતો જાણતો કે તું ભાઇની ખૂની અને બાપના લોહીની તરસી છો. તારી હઠની હદ, તારી જીદની સીમા, તારી આડાઇનો અંજામ, તારી કુમતિનું પરિણામ આવી ગયુ અને મારે માટે એવો વખત આવી ગયો છે કે જે મસ્તક કોઇની આગળ નમતુ નહિ, તે લોહીમા તરબોળ થઇ પડશે. આ જક્કીપણું છોડ, ઉદ્ધતાઇ મેલ અને તારા ધણીનો સ્વીકાર કર!"

ફિલોકસ— "ઓ ઝેર પાએલ છરી, દગાથી ભરી પડી ઓરત, કમીના ઇનિસાન પર ગાડી બનેલ રૂહ! બદનસીબ ભાઇને પીટી ચુકી છો, હવે આ બુઢા બાપની મુસીબત પર રો. તેના શિરપર મોત રમી રહ્યું છે. કોણ જાણતુ હતુ કે તારા નાજુક દિલમા પત્થરની કઠણાઇ ભરી હશે, અને તુ એક ભિખારીની ખાતર સલ્તનતને પગે ઠેલીશ. હજુ મારામા એટલી શક્તિ છે કે તારી મુસીબતને રાહત બનાવી દઉં. આ મસ્તક પર માઝદરાનનો તાજ હશે, આ હાથોમા સિસ્તાનનું રાજ આવશે. નાગજ થઇ ચુકી, બરબાદી જોઇ લીધી, હવે જવાનીની બહાર પણ જો આનંદ તારા ઘરનો ગુલામ થઇ રહેશે અને સુખ સદાય સાથે રહેશે. હજી પણ માનીજા અને તારા છુટકારા સાથે બાપને પણ મોતના મોઢામાથી બચાવી લે. હા પાડી દે!"

અબીલા— "માસુમ ભાઇની કબર આ આંખોએ જોઇ, ઘરડા પિતાનું મોત જોવા પણ આ આંખો તૈયાર છે, પણ તારી ઝલીલ ખાહિશ, તારી નાપાક નેમ પુરી કરવા આ દિલ તૈયાર નથી. કમીન તુ છો કે એક અજાણ્યા માણસની ગેરહાજરીમા તેની નિંદા કરી રહ્યો છે.

દુર હઠ, જા ગારત થા! આ દિલમાં નુર છે, ઇરાદામાં ઇન્સાનિયત છે, કમબખ્ત! તારી ખાહિશ ખોટી, તારૂં અરમાન ફરેબ, તારી

ઉમેદ મકર, તારો વાયદો દગો છે. તું નફસનો બંદો અને વાસનાઓનો દાસ છે. દુર જા, તને સલામ ને તારી સલ્તનતનેય સલામ !

જે આંખો પર દીવાનો હતો તેને રોવડાવવા છતાં, જે ચેહરાનો શૈદા હતો તેને આ દશાએ પહોંચાડવા છતાં, જે હૃદયનો ચાહક હતો તેના બંધુની કતલ કરવા છતાં હજી શું મોહબ્બત માગે છે? અને ઇશ્કનો દાવો કરે છે? મને કતલ કર, મારો જીવ લે. જલ્દી કર, તારો ખુની ચહેરો મને ન બતાવ!"

સુર્યોદય થઇ ગયો છે. સીસ્તાનની કત્લગાહમાં ફોજ ઉભી છે. આ ત્રણે જણે જ્યારે બોલી લીધું ત્યારે ફિલોકસ ક્રોધાવેશમાં આમ તેમ ટહેલવા લાગ્યો. થોડી વાર પછી તેણે જલ્લાદને ઇશારો કર્યો, અને ચળકતી તલવાર મિયાન બહાર નિકળી. ડોસાએ એકવાર ફરીને દીકરી તરફ જોયું પણ જે આંખો મોહબ્બતથી ભરી હતી અને જેમા વફાદારીનો દરીયો લેહરાઇ રહ્યો હતો તે બાપની મરજીને આધીન ન થઇ. જલ્લાદે મેડીયાને વધ સ્થળની વચ્ચે બેસાડી દીધો. આ વખતે અબીલા ફિલોકસના પગે પડી અને બોલી "ફિલોકસ! આ રહમનો વખત છે. હું બેગુનાહ છું, આવી સખ્ત સજાને સજાવાર નથી. એક અધમ કામ તો કર્યું, બીજું ન કર! મારો વ્હાલો ભાઇ શહેરયાર જે સાત વર્ષ મારી સાથે રહ્યો, તે તારા જ હુકમથી હમેશને માટે જુદો થયો. તેનો નિર્દોષ ચહેરો લોહીથી રંગાયો, તેની ભોળી આંખો કયામતની નિદ્રા લેવા મીંચાઇ. હું આ કતલના મેદાનમા પણ તેની આકૃતિ ખોળું છું પણ તે કોઇ ઉપાયે દેખાતી નથી. હવે તું નવો ઘા મારવા તત્પર થયો છે. દયા લાવ, ફિલોકસ! દયા કર, મને આ દૃષ્ય ન દેખાડ!"

ફિલોકસ—"આ ઇલતેજા કુબુલ છે, આ દરખાસ્ત બેકાર, ખુશામદ નિરર્થક અને વિનવણી નકામી છે. જો બાપનો છુટકારો ચાહતી હો તો જશનમાં આવવા ઇકરાર કર. મેડીયાનો જીવ જેમ મારા હાથમાં છે, તેમ તારી આપદાનો અંત આણવો એ પણ તહારા અખત્યારમાં છે. તું ચાહે તો આ વધસ્થળ ઉદ્યાન બની જાય. શહેરયાર તો મરી ગયો પણ મેડીયા જીવતો છે અને તેની જીંદગી હવે તારી હા કે ના પર છે. તારી હા થતાં હું અને સલ્તનત તારી ગુલામી થશે."

અબીલા—"રહમ, રહમ, રહમ, ફિલોકસ, રહમ! શહેરયારની કતલથી તું કલંકિત થઇ ચુક્યો છો. શાહને છોડી દઇશ તો તે કલંક ધોવાઇ જશે."

ફિલોક્સ— "નકામી વાત ન કર! હા પાડતી હો તો તેમ નહિતર જોઈ લે પરિણામ!"

અબીલા— "નહિ, નહિ, હરગિઝ નહિ! મારા બાપનું માથું ધડથી જુદું થશે તો મારા મસ્તક પર રાખીશ, આંખે લગાડીશ, તડફડીશ અને તડપીને મરી જઈશ, પણ એવફા નહિ બનું. હું જેની થઇ ચુકી છું, અને જેની છું તેનીજ રહીશ. મને ઈકરાર કરવાનો અખત્યાર નથી, હું પારકી છું. આ દિલ મારૂં નથી, એક બીજાની અમાનત છે......"

ફિલોક્સે ઇશારો કર્યો અને મેડીયાની ગરદન કઇ ગજના ફાસલા પર જઇ પડી.



( ૧૫ )

અહીં કાદેસીયાની ફતેહે મુસલમાનોમાં હિમ્મતનો આત્મા ફુંકી દીધો. અમીરૂલમોઅમેનીનના મુબારકબાદીના પેગામે નવો જુસ્સો ઉત્પન્ન કર્યો. ફતેહની ખુશી બે દિવસ પણ ન મનાવી અને આગળ વધ્યા. ઇરાનીઓ ભાગીને બાબિલિસ્તાનમાં ગયા. ત્યાં મજબુત કિલ્લાઓમાં રક્ષણ મળે તેમ હતુ. યુદ્ધકળામા પ્રવીણ નસીરી નામના સરદારે મોટા પાયાપર લડાઇની તૈયારીઓ કરવા માંડી, ફોજને નવેસરથી ગોઠવી અને ચારે તરફથી એક લાખ જેટલું લશ્કર ભેગું કરી, કસમ ખાધી કે જાન રહે કે જાય પણ મુસલમાનો પર વેર વાળ્યા વિના પાછા નહી હઠીએ.

મુસલમાનો વંટોળીઆ માફક કલેમએ તવહીદના નાદ કરતા કાદેસિયાથી ચાલ્યા અને બાબિલ તરફ પ્રયાણ કર્યું. ઉપરા ઉપર હાર મળવાથી ઇરાનીઓ હોઠ કરડવા લાગ્યા હતા. નસીરીને મુસલમાનોના આગમનની રાહ જોવાની ધીરજ ન રહી. તે પોતાનું સૈન્ય લઇ આગળ વધ્યો અને હરસ પહોંચી દુશ્મનનો ધસારો રોકયો. ઘમસાણ યુદ્ધ થયુ. મુસલમાનોએ બહુએ બળ વાપર્યું પણ ઇરાનીઓના પગ ડગ્યા નહિ. આખરે સાઅદે એક ઘણોજ જોરદાર હુમલો કર્યો. ઇરાની દળ છેદી જમણી બાજુ તોડી નાખવાને કરવામા આવેલ હુમલાનો તેથી વધુ મજબુતીથી મુકાબલો થયો. સાઅદ નિષ્ફળ નિવડી પાછા આવ્યા. હવે ઇરાનીઓની હિમ્મત વધી ગઇ અને તેઓ કહેવા લાગ્યા કે "યાદ રાખો કે જો મુસલમાનો ભાગ્યા તો મક્કા મદીના સુધીની સડકો અમારા માટે ખુલ્લી છે. જે લોકોએ આપણા હજારો ભાઇઓના લોહી વહેવડાવ્યા અને ઘરબાર ઉજાડ કર્યા તેનો બદલો લેવાનો આથી સારો મોકો બીજો નહિ મળે" આ હુમલો એટલો જબરદસ્ત હતો કે સાઅદે રોકયા તોપણ ઇરાનીઓએ લશ્કરનો ડાબો ભાગ તોડી નાખ્યો. સુર્ય ઢળી ગયો હતો. લશ્કરની આ હાલત જોઇ સાઅદે કહ્યું. "જાણો છો કે આ કયો વખત છે? જોહરની નમાઝ પઢવાનો આ વખત છે. મુસલમાનો અત્યારે ઇશ્વરસ્તુતિમા મગ્ન થયા હશે. અને અમીરૂલ મોઅમેનીનનું મસ્તક એક એવી સર્વશકિતવાન હસ્તી આગળ ઝુકયું હશે કે જેને કદી ફના નથી, અને જેની આગળ જઇને આપણે એક દિન આપણું મોહ બતાવવાનું છે. આ મારૂં તમારૂં કે અમીરૂલમોઅમેનીનનું કામ નથી. આ એ કાદેરેઝુલજલાલનુ કામ છે કે જેના દરબારમાં અત્યારે શહીદોની અરવાહ રાજ કરી રહી છે. તેનુંજ નામ લીઓ અને તેનુંજ કામ કરો!"

આ શબ્દો સાંભળતાજ મુસલમાનો ગભરાએલા હતા તે સાવધાન થયા, ડગુમગુ થતા હતા તે દૃઢ થયા અને નાઅરએ તકબીર બુલંદ કર્યો. હક્ક, હક્ક કહેતા આગળ ધસ્યા. પુરા ૭ કલાક તલવાર ચાલી. સુર્યાસ્ત થવાને વાર હતી તેટલામાં નસીરીની હિમ્મત તુટી ગઇ અને તે જખ્મી થયો. તેના ઘવાતાજ ઇરાનીઓના પગ ઢીલા પડી ગયા અને તેમણે ભાગવા માંડ્યું. પહેલા તો નસીરીએ તેમને રોકવાનો ઇરાદો કર્યો પણ જ્યારે ફોજ નાઠી ત્યારે પોતે પણ પલાયન કરી ગયો અને બાબિલ જઇ મુકામ કર્યો.

—•—

(૧૬)

"આવ, મારા પ્યારા હાથ! આવ, તને ચુંબન આપું. તેં જ એ કપાએલ આંગળીઓ પર પાટો બાંધ્યો હતો, તેં જ એ મોંહ પર હાથ ફેરવ્યો હતો. આહ! તે ચેહેરો મારી દ્રષ્ટિથી દુર થયો, છુપાઈ ગયો. તેં એ જખ્મ પર પાણી નાખ્યું હતું.

"હું એમ નથી કહેતી કે તે બેવફા છે. હું એમ નથી સમજતી કે તે મને ભુલી ગયો. ખબર નથી કે ક્યાં હશે, કેમ હશે, કેવી હાલતમાં હશે? તે મારેથી દુર નહિ,–મારી પાસે છે, મારાથી જુદો નહિ, મારી સાથે છે; પણ આહ!...

"જીંદગીની આ છેલ્લી ઘડીઓમાં કતલ થવા પહેલાં એક વાર તેને ફરીને જોઇ લેત, આશા ઉમેદ પુરી કરત, એ ઇનસાનને નમન કરત...

"વિજળી ચમકી રહી છે, વાદળ ગડગડી રહ્યાં છે, રાત અંધારી છે, કોણ જાણે કતલને કેટલી વાર છે! મારી લાશનું શું થશે? ફિલોકસ લેશે–નહિ! આ શરીર તારૂં છે, તેની બેહુરમતી ન થાય. એ લાશ એક ગુનેહગારની છે પણ એક એવી વ્યક્તિની છે જે તુજ ફકીર–નહિ પ્યારા પર નિસાર ...

"હું આ વિજળીથી હમેશાં ડરી પણ તે આજે મારી સ્નેહી છે, આ વાદળાઓથી હું સદા ગભરાતી પણ અત્યારે તે મારાં સાથી છે, મારો સંદેશો પહોંચાડશે, મારી વાત જણાવશે, કે આશાભંગ થએલ અબીલા તારાપર......'

સીસ્તાનનો આ બીહામણો કિલ્લો, જયાં જતાં રૂસ્તમ અને સોહરાબનાં પણ ગાત્ર ઢીલાં પડી જતાં, ત્યાં મલેકા અબીલાને કેદ કરવામાં આવી છે અને સવાર થતા કતલ કરવાનો હુકમ થઇ ગયો છે. રાત અંધારી છે, વિજળી અને વાદળ તેની આપત્તિ પર રોઈ રહ્યાં છે. બાપનું મોત, ભાઇની કતલ કે માઝંદરાન વિષે બધું ભુલી ગઇ છે, તે માત્ર એક મુખાકૃતિનાં દર્શનની આશાએ આ ડરામણા કિલ્લાની દિવાલપર ઉભી ઉભી ભોફનાક જંગલ તરફ જોઈ રહી છે કે કદાચ એ સુરત આ અંધકારમા, આ જંગલમાં નજરે પડી જાય. વિજળીથી એટલું જણાય છે કે નજર પહોંચે ત્યાં સુધી એક સુનસાન પ્રદેશ આવી રહ્યો છે. નદી કિલ્લાને અને કિલ્લાની સાથે આ રત્નને ગોદમાં લઈ વહી રહી છે. તે ઘડીક ગભરાય છે, નિરાશ થાય છે, રડી પડે છે અને પાછી ખામોશ થઈ જાય છે.

એકાએક એક પત્થર સામે આવી પડ્યો અને તેના હોશ ઉડી ગયા. ચારે તરફ નજર દોડાવી કે ફિલોકસ તો નથી આવ્યો ' પ્રાર્થના કરી રહી હતી, કે જલ્દી સવાર થાય, દુઆ કરતી હતી કે રાત પોતાનો પડદો ચીરી મારો પડદો ઢાકી દે. એટલામા બીજો પત્થર આવ્યો, અજાયબી પામી, ગભરાઈ, અહીં જોયું ત્યા જોયુ- વળી ત્રીજો પત્થર પડ્યો. તેને ખાત્રી થઇ કે જુલ્મી કંઈ નવી મુસીબત નાખવા માગે છે અને તે પણ એવી કે મોતથી ભયકર' છુપાઈ જવ ના ઇરાદો કર્યો પણ એવી જગ્યા ન મળી. બુરજમા આવી. થોડી વાર જાણે કાઇ નહોતું. આખો નીચે હતી. વિજળી જોરથી ચમકી, જુએ છે તો એક શખ્સ નદીમા ઉભો ધ્યાનપુર્વક જોઇ રહ્યો છે પુછ્યુ "કોણ છે ?"

"જે શાહજાદી એક પરદેશી ફકીર પર, દોલત, સલ્તનત, બાપ, માઈ બધું કુરબાન કરી ચુકી તેની સુરતનો દીવાનો !"

અવાજ ઓળખીતો હતો કે જે સાભળવાને તે તલપાપડ થતી હતી, ચહેરો જાણીતો હતો કે જે જોવા દિલ તડપી રહ્યું હતુ. ફરીને વિજળી ચમકી. ચાર આખો એક થઇ. વિજળીનો ચમકારો ખતમ થયો. બંને તરફ ખામોશી હતી. ફરીને વિજળીનો ચમકારો થયો તો મુસાફર જુએ છે કે સૌંદર્યની દેવી બુરજમા એવી રીતે ઢળી પડી છે કે ગરદનનો એક ભાગ નીચે લટકી રહ્યો છે અને પવનના એકજ સપાટામા આ પુષ્પ સુર્યોદય પહેલાં વધસ્થળને બદલે નદીના ખોળામાં જઇ પડશે અને હમેશને માટે સુઇ જશે એમ લાગ્યુ. વખત નાજુક હતો, અવાજ કરવો નકામો હતો, બુમ મારવી નિષ્ફળ હતી. ઘણા ઘાટા પાડ્યા પણ જવાબ ન મળ્યો. અધુરામા પુરૂ વિજળી પણ જતી ગઇ. રાત્રિની કાળાશ સરિતાના નીરપર, દુર્ગની દીવાલપર, જંગલનાં વૃક્ષો પર બધે છાઇ ગઈ હતી. જે બુરજમા આ ચડ પડ્યો હતો તે પણ દેખાતો નહોતો. અંધારામા માત્ર ચુનાની સંફેદી જણાઈ આવતી હતી તે બંને હાથ ફેલાવી પોતાની જાણ પ્રમાણે બુરજ નીચે ઉભો રહ્યો અને દુરના ઝાડ પરથી પક્ષિઓએ રાત્રિની વિદાયગીરી જાહેર કરી ત્યા સુધી તે જગોએ જ ઉભો, અને હવામા આ શબ્દો ગુંજ્યા·

"તારી ખુદાઇ સાચી, ઇનસાનની કોશિશ વ્યર્થ !"

થોડી વાર પછી કિલ્લા પરથી અવાજ આવ્યો 'શુ કોઇ નથી ?'

નદીએ તેનો કાંઈ જવાબ ન આપ્યો. પક્ષિઓના કલરવ સિવાય ત્યા કઇ નહોતુ

## (૧૭)

સીસ્તાનના વધસ્થળમાં હરેક ગુપચાપ ઉભેલ છે. ફિલોકસ દાંત કચ-કચાવનો નેણ ચડાવી આમતેમ ટહેલી રહ્યો છે. સવારનો સોહામણો વખત હતો. અબીલાને ફાંસી પહેરા હેઠળ હાજર કરવામાં આવી. ફિલાકસે તેને જોતાજ પુછ્યુ. 'હવે શુ કહે છે?'

અબીલા–'મારી આશા પુરી થઈ, મારી આંખો રોશન છે, મારા દિલમાં સંતોષ છે અને હવે હુ કતલ માટે તૈયાર છુ, પણ તુ કે તારા માણસોને મારી લાશને હાથ લગાડવાનો હક નથી. કાગડા, કુતરા કે ગીધડા ભલે મારા મૃતદેહને ફાડી ખાય, પણ તે તારાથી બેહતર છે મારૂં મોત તને બતાવી આપશે કે મોહબ્બત કઈ વસ્તુ છે. ફિલોકસ! મારો જીવ નકામો નથી જવો. એ તને લોહીના આસુએ રોવડાવશે. હું જે શખ્સનો કલમો પઢું છુ તે એટલી તાકત રાખે છે કે તારા જેવા અસ ખ્યને હતા ન હતા કરી દે."

ફિલોકસ–"બકવાટ બંધ કર! જીદ છોડી દે. આ હૂ તને છેલ્લીવાર કહું છું. અને હવે પછી જે થાય તે જોઇ લે!"

અબીલા–"આ મોત તો કજાનદાર છે, આ કતલ તો મોહબ્બતના મુલકનો મામુલી સોદો છે. તારી નજરે હુ કતલ થઈ જઈશ પણ એ કતલ ફિલોકસ! મારા માથે એવો તાજ મેલશે કે જે કાયમ રહેશે. ઇતિહાસ મારૂં નામ જગપ્રસિદ્ધ કરશે અને સૌંદર્યનું રાજ્ય મારી હુકુમતથી ઘડો લેશે. બસ ખામોશ! કતલનો હુકમ દે."

ફિલોકસે ગરદનનો ઇશારો કર્યો અને જલ્લાદે તેજ તલવાર ઉગામી વાર કર્યો. પણ તલવાર ગરદન પર પડે તે પહેલા તમંચાના એક અવાજ સાથે જલ્લાદ ધરણીભર થઇ પડયો. તેજ વખતે તપાસ શરૂ થઇ, જડતી લેવાઇ, શોધ થઇ પણ ન તો તમંચો મળ્યો કે ન તો તમંચાવાળો મળ્યો! કતલ બીજા દિવસ પર મુલતવી રહી અને આ બનાવે શહેરમા ખળભળાટ મચાવી દીધો.

---

(૧૮)

ઇસ્લામી લશ્કર નદીના પુર માફક આવી રહ્યું હતુ. ન તો આરામની જરૂરત છે કે ન તો મુકામની, ન તો સવારનો વિચાર છે કે સાંજનો, નસીરીના નાસતાંજ વિજેતાઓ બાખિલ તરફ આગળ વધ્યા. રસ્તામા બરસના સરદાર બસતામે ઇસ્લામ સ્વીકાર્યો, સાઅદે તેને રક્ષણ આપ્યુ અને કહ્યું કે હવે તમે અમારા ભાઈ છો, નિશ્ચિંત બેસો અને ચેનથી રાજ કરો. બસ્તામે મુસલમાનોનો આ રૂડો સ્વભાવ અને ભલું વર્તન જોયું ત્યારે મેહમાન નવાઝી મા મણા ન રાખી, સફરનો બંદોબસ્ત કરી આપ્યો, નહેરોના પુલ બંધાવી દીધા અને મુસલમાનોની ફોજ જોતજોતામાં બાખિલિસ્તાનમા જઇ પહોચી. અહીં ઇરાનના મશહુર લડવૈયા મેહરાન વગેરે ભેગા થઇ ગયા હતા અને જો કે હિમ્મત ઘણી હતી પણ મન માનતુ નહોતું. અત્યારે તેમને એકજ માર્ગ સુઝ્યો અને બધા ફિલોકસની પાસે પહોચ્યા અને કહ્યું, "અમને જો મુસલમાનોના હાથે હાર મળી તો આખા ઇરાનનું નાક કપાઇ જશે. આ આગની ઝાળોથી સીસ્તાન બચી જાય એ સંભવિત નથી. તમે અમારી સાથે મળી જઇ ત્યાંથીજ દુશ્મનને રોકો તો સારૂં." ફિલોકસના તો આ સાંભળતાજ હાજાં ગગડી ગયા. તે જાણતો હતો કે બાખિલની તબાહી પછી તરત સીસ્તાનનો વારો આવશે. તેણે વઝીરોની સલાહ માગી. સૌએ એવી સલાહ આપી કે આપણે એવી હાલતમા નથી કે એકલા મુસલમાનો સાથે બાથ ભીડીએ. હા, જો માઝંદરાન આપણી પડખે ઉભું રહે તો ફતેહ મળે. હવે ફિલોકસના હોશ ઉડી ગયા. અબીલાને તેણે કેદમા નાખી હતી, શહેરયાર અને મેડીયા કતલ થઇ ગયા હતા. હિમ્મત નહોતી ચાલતી તોપણ આખરે પ્રધાનોને લઈ જેલખાનામાં ગયો, પોતાનો તાજ મલેકાના કદમોમા નાખી મદદની માગણી કરી બોલ્યો, 'હું કસુરવાર છુ. મેં એવી ખતા કરી છે કે જેની માફી આપી શકાય નહિ. મેડીયા અને શહેરયારની કતલના ડાઘ મારા દામનપર એવા છે કે ધોયા ધોવાય તેમ નથી. હું જે બાબતમાં અત્યારે સહાય માગું છું તેમાં મારો પોતાનો સ્વાર્થ નહિ પણ મુલ્ક અને કોમનો સ્વાર્થ છે. મુસલમાનો આપણા દેશને તારાજ કરતા કરતા બાખિલ સુધી આવી પહોચ્યા છે અને હવે એ જુલ્મીઓના મુકાબલો આપણે બધાં મળીને કરીએ. તેમને દેશ બહાર કાઢયા સિવાય કાંઇ ઇલાજ નથી."

મલેકા ખામોશ હતી. તેની ક્રોધયુકત નજર ફિલોકસના ચહેર પર હતી. લડાઈ ખાતાનો પ્રધાન અને મહેરાન પને તેના પગે પડયા અને ક્ષમાની માચના કરી.

સ્વદેશ પ્રેમ હો કે કોમી જોશ ! અબીલા સંસાર ત્યાગી જેવી બની ગઇ હતી છતાં કંઇક વિચાર આવતાં તેણે એ વિનતિ કબુલ કરી. તે બહાર આવી, ન્હાઇ, કપડાં બદલી, ઘોડે સ્વાર થઇ અને એકલી માઝંદરાન તરફ રવાના થઈ.

"બપોરનો સખત તડકો અને લુ અગ્નિ વરસાવી રહેલ છે. ન માલુમ હું કયાં જઇ રહી છુ. હું ન તો કસ્રેઅબીલા માગું છું કે ન તો માઝંદરાનની હુકુમત. હુ માત્ર એજ પુરૂષનો ચહેરો જોવા માગું છું કે જેણે મારો પ્રાણ બચાવ્યો, મારૂં હૃદય જીત્યું અને પોતાની જાનના જોખમે મારી વ્હારે આવ્યો. તોફાની તરંગોએ નદીને મોતની વહેતી મુર્તિ બનાવી દીધી હતી, એવી એ ભયંકર રાતે ...ખુદા જાણે એ બચ્યો કે મર્યો ...પણ ફિલોફસના જુલ્મી હાથોથી બચાવનાર, જલ્લાદને હાર મારનાર બીજો કોણ હોઇ શકે ! મુદ્દત પછી મુશ્કિલથી આ છુટકારાનો દિવસ આવ્યો છે—નિરાતનો વખત મળ્યો છે. સ્વતંત્રતાની ઘડી પ્રાપ્ત થઇ છે. આગળ જતાં કોણ જાણે શું થશે ? અત્યારે દેખાય તો બે વાતો કરી લઉં, કંઇ સાંભળું, સલાહ લઉં, મશ્વેરો કરૂ. ફિદા થાઉં, કુરબાન જાઉં........

'કેવો અજબ સ્વભાવ, કેવો અસાધારણ ઇન્સાન, આજસુધીમા એટલું પણ ન બતાવ્યુ કે કોણ છે, કયાથી આવ્યો, કયા રહે છે, શુ કરેછે ? કેવી લડાઇ. કોનો મુકાબલો, મારી ફતેહ, હાર, હુકુમત, સલ્તનત બધા તેની સાથે જોડાએલા છે. દિલની કેફીયત કેવી થઇ રહી છે! બધું ભુલી ગઇ. બાપની કતલ, ભાઇનું ખુન, મુલ્કની બરબાદી, હુકુમતનો અત બધુ ભુલાઇ જાયછે પણ તેનોજ ખ્યાલ ને તેનીજ મર્યાદા !"

મલેકા આવાજ વિચારો કરતી જઇ રહી હતી કે પાછળથી એક માણસે આવી લગામ પકડી લીધી. હાથમા તલવાર, બગલમા ખંજર, પગમા મોજા અને ચહેરા પર નિકાબ હતો. વળી કોઇ નવી આફત આવી સમજી મલેકાએ તલવાર મિયાન બહાર કાઢી વાર કર્યો. પણ ગુસ્સો ચડી આવ્યો હતો પણ જોઇને અજાયબી થઇ કે તે માણસ હઠયો નહિ. મનમા આવ્યું કે હાથ રોકું અને જોઉં કે છે કોણ ? ફરી વિચાર બદલાયો, આગળ વધી અને સાંજ પહેલા ઝટ માઝંદરાન પહોંચી જાઉં એ ખ્યાલથી ઘોડો દોડાવ્યો. વળી વિચાર આવ્યો કે એ ભેદી વ્યક્તિ કોણ હશે ! ચોર હતો ? ડાકુ હતો ? દિવાનો હતો ? તે પાછી ફરી. જખ્મી બેહોશ પડયો હતો. પડદો ઉઠાવી જુએ છે તો એજ ફકિર ! હોશ ઉડી ગયા, આંખોમાં અંધારાં આવવા લાગ્યાં. એક ચીસ મારી તેણે પોતાનું મસ્તક તેના ખોળામાં મેલી દીધુ.

એજ તલવારથી પોતાનું કામ પુરૂ કરવાનો વિચાર આવ્યો પણ સાથેજ વિચાર્યું કે આ ધગધગતા મેદાનમા, આ બિઆબાન અરણ્યમા જખ્મી મેહબુબની શી દશા થશે ? તેણે ઉઠી ચારે તરફ જોયું. દુર જતાં એક કુવો જોયો પણ ન તો ડોલ હતી કે ન તો રસ્સી. કોઇ માણસ પણ નજરે ન પડ્યું. ચાદર ઉતારી રસ્સી બનાવી અને પાંદડાની ન્હાની શી ડોલ બનાવી પાણી ભર્યું. છલકાની ઢોળતી પાણી લઇ ચાલી. ત્યારે આફતાબ અસ્ત થઇ ગયો હતો. કાંઇ જાણીતી જગ્યા નહોતી. ત્યા પહોચતાં સુધીમા રાતનું અંધારૂં બધે છાઇ ગયુ હતુ. સિંહથી જુદી પડી ગએલ સિંહણની પેઠે પ્રકાશની ચારે કોર ચક્કર લગાવતા પતંગીયા પેઠે આ પ્રેમઘેલી મેહબુબા રાતભર જંગલમા ફરતી રહી. જંગલના જાનવરોના બીહામણા અવાજો કર્ણે પડતા પણ તેની વ્યાકુળતા ઓછી ન થઇ. ભુખ, તરસ, ઉંઘ, ચેન બધુ વિસરી ગઇ હતી. જ્યા જતા ભલભલા નરવીરોનાં દિલ ધડકતા, ત્યા સૌંદર્યની આ દેવી, મોહબ્બતની મુર્તિની ધુનમા મસ્ત બની પોતાના ઘાયલને ખોળતી ફરી. રાત એવીજ રીતે પુરી થઇ. સવારે જુએ છે તો રસ્તો ભુલી ગઇ હતી અને ભટકતા ભટકતા કોઇ બીજી જગ્યાએ જઇ ચડી હતી આખો દિવસ તલાશ કરતી રહી પણ ફરી તે સુરત નજરે ન પડી !



(૧૯)

રાત્રિ વિતી ગઇ, સૂર્ય આ ઇસલામી શુરવીરોને જોતો બહાર આવ્યો
જેઓ માત્ર કલેમએ હકની હિમાયતમાં પોતાનાં ઘરબાર અને બાલબચ્ચાં
ો સેંકડો ગાઉની સફર કરી બાબિલમા ડેરા નાંખી પડયા છે.
નાં દિલ ઇસલામના નૂરથી રોશન, તેમની આંખો તવહીદના સુરમાથી
ાભિત, અને તેમના બદન રિસાલતની તસદીકથી ચમકી રહ્યાં છે. તેમની
ા ભોળી, લેબાસ સાદો, અકીદા પાકા અને હિમ્મત બુલંદ છે. ફજરની
ઝથી ફારેગ થઇ તેઓ જ્યારે બીજા કામે લાગ્યા ત્યારે સાઅદે કહ્યું:—

"ખુદાના હુકમ પર જાન નિસાર કરનાર મુસલમાનો! જુઓ, આજે
કયાં છો? હાદીએ બરહક્કની ખ્વાબગાહ તમારાથી હજારો કોસ દૂર
પણ જે પુષ્પો આપના પાક મુખે ઝર્યાં, તેની મહેક હજી તમારા મગ-
ાં મોજૂદ છે. વતનની સરઝમીન તમોએ છોડી, સગાં સંબંધીઓ તમા-
ી વિખુટાં પડયા પણ જેને માટે તમે આ તકલીફો ઉઠાવી તે એટલી
ત ધરાવે છે કે વિખુટાં પડેલાંઓથી પુનઃ મેલા ા કરાવી દે, એ નિર્દોષ
ડા દેખાડી દે અને વતનની ગલીઓમા પહોંચાડી દે. એજ વતન હશે,
ઘરબાર હશે, એજ દિવસ ને રાત હશે, પણ તમે આવા ને આવા નહિ
તમે એવા હશો કે તમારા નામ પર ઇસલામ હમેશા અભિમાન લાવશે,
ારૂં જીવન એ હશે કે જેણે ઇરાનના અગ્નિપુજકોને ખુદાની એકતાનો
શ સુણાવી દીધો. તમારામાંથી મરી ગએલાઓની રૂહો અને જીવતાઓની
ઓ પયગમ્બર સ. ની ગોદમાં હશે. એ ખુશાલીની કિંમત, એ
ંદનો બદલો, એ ખુશીનો મુકાબલો આ દુનિયાની કોઇ વસ્તુ કરી શકે
. ગરદન ઉઠાઓ અને નજર કરો. બાબિલિસ્તાનની એ પાર જ્યારે
ારાં વિજયી પગલા નાસ્તિકતા અને આતશપરસ્તીને કચરતાં ફૂરી
મે પહોંચશે, ત્યારે તમે એક સ્થળ એવું જોશો કે જયા ખુદાના એક
એ–એક સાચા પયગમ્બરે હરેક પ્રકારની ઇજાઓ સહન કરી, પણ
પ્રત્યેની મોહબ્બતમાં અને પોતાની દ્રઢતામાં ખામી આવવા ન
ી. તે એજ જગ્યા છે કે જયા ઇબ્રાહીમ ખલીલુલ્લાહ અ. ને જુલ્મી
ૂદના હુકમથી કેદ કરવામા આવ્યા. એ સમય યાદ કરવાનો છે કે
્રે એકોએક આદમી સદાકતની વિરૂદ્ધ છે પણ ખલીલે સાદિકની દ્રઢતામા
નથી આવતો. આ વખતે ત્રણ સેનાઓ તમારો મુકાબલો કરવા
ર છે. પણ આપણને વિશ્વાસ છે કે શત્રુઓ કીડીઓ માફક કેમ ઉભરાઇ
ડે પણ આપણોજ જય થશે, કેમકે આપણે હક પર છીએ અને હક
ણી બાજુએ.

( ૨૦ )

એ ચહેરો એવો છે કે તેને હું મારા કલેજામાં રાખું, એ કદમ એવાં છે કે જાણે આંખે લગાવું, નૂરથી ઝળકતા તેના નાક કાન, ચેહેરો મોહરો દુનિયામા માનવ દેહમાં આવેલ એ પરી જેના પર મારા જેવા લાખો અને મારાથી બેહતર હજારો કુરબાન થયા, તે મારાથી છેટે, કલ્પનાથી દુર અને વિચારથી બુલંદ છે. તેના મુલ્કનો હરેક માણસ મારાથી રૂપમાં દેખાવડો છે, તેના રાજ્યનો દરેક માણસ મારાથી હિમ્મતમા ચઢીયાતો છે. કયા તે કે જેના ઇશારામા રાજસત્તા ને કબજામા ખજાના ! અને કયા હુ કે પાસે ફુટી બદામ પણ નથી. સરખામણી કયા રહી ? એ રાણી હું રૈયત. એ રાહત હું આફત, એ હીરો હુ પત્થર......જીવ બચાવ્યો, તકલીફ ઉઠાવી, જોખમમાં પડયો, દુશ્મનથી લડયો પણ તેમા એહસાન શુ કર્યો ? ઇનિસાન દરજ્જે શરાફત જોતાં મારી ફરજ હતી. મોહબ્તનો દાવો હતો તો કંઇ કરવું હતું. કરી બતાવવું હતું, કિલ્લામાથી ગમે તે ઇલાજે બચાવી લેવી હતી. અફસોસ, આવી મોહબ્બત. આવો ઇશ્ક......

પણ દિલનો ઇલાજ શું ? ખુદાની ઇબાદત છુટી, કોમની ખિદમત ગઇ, દિવસ કે રાત—બસ એજ એક ખ્યાલ ને એજ એક વાત. ધારતો હતો કે જ્યારે આંખોથી ઘાયલ અને વાતોથી કતલ કરી ચુકી છે, ત્યારે એજ હાથે જીંદગી પણ પુરી થઇ જશે, બધા રગ્ગા ઝગડા પતી જશે, પણ તકદીરની ખુબી કે વાર બરાબર ન લાગ્યો. હવે જીવન આધાર આ એક વસ્ત્રજ છે, જેની સાથે તેના અંગનો સ્પર્શ થયો. એ મારા જખમનો મલમ, મારા રોગનો ઇલાજ અને મારા દુખનું નિવારણ છે.

કપડું મોહ ઉપર હતું. દિલ તડપી ઉઠ્યુ અને તબીઅત બેચેન થઇ ગઇ. ઉઠયો, સડકપર આવ્યો, અહીં તહી ટહેલ્યો. અરસલાની કિલ્લાની તુટેલ દિવાલો ફારિસના શાહોની પુરાતન જાહોજલાલીનો ચિતાર આપી રહી હતી અને કાળને વશ થએલાઓને માટે બપોરના સન્નાટામાં વિલાપ કરી રહી હતી દુર સુધી શાંતિ અને બધું સુનસાન હતુ. સામે નજર નાખી જુએ છે તો કોઇ ધીમે ધીમે આવી રહ્યુ છે. તાજુબીથી આગળ ગયો, ચાર• આંખો એક થઇ, મહેલોમા રહેનાર મલેકા અબીલા આ બિયાબા જંગલમાં એકલી......

બેઘડી બંને ઉભા રહ્યા. થોડી વારે જખ્મી આગળ વધ્યો, હાથ ચુમ્યો અને પગે હાથ લગાવી બોલ્યો ' મહારાણી ! આ સળગતો તાપ આ ફુલોને કયાક કરમાવી ન દે."

ખુદા જાણે સૌંદર્યનો ગુણ હતો કે રાજસત્તાનો, પ્રેમીની શાન હતી કે ઓરતની ! મલેકા કે જે જખ્મી કરતાં વધુ બેકરાર અને અશ્રુ વહેવડાવતી હતી, તે ખામોશ ઉભી રહી. હોઠ પર નિશ્વાસ નહોતો, જીભ પર ફરિયાદ નહોતી કે ન તો સવાલનો જવાબ હતો. તેની નિગાહ નીચી અને હોઠ બંધ હતા એક ચુપચાપ ચિત્રસમ ઉભી હતી. આખરે જખ્મીએ કહ્યું "આ ગજબનાક તાપમા જ્યારે આસમાન અંગારા વરસાવી રહ્યું છે અને ધરતી તપી ઉઠી છે ત્યારે ફરવાની શું જરૂર પડી ? ખુદાએ બનાવેલ આ દેહપર આવો જુલમ કરવો એ શુ ઇનસાફ છે ?"

દિલ કાબુમા રાખવા હજુ પણ ઘણું કર્યું, ખામોશ રહેવા ઘણો ફરદ કર્યો પણ હવે કામયાબ ન થઈ અને બોલી. "તમારા ઘાને કેમ છે ?"

જખ્મી—"એ જખમ નથી, મલમ છે. ઘા નથી કૃપા છે. અહા ! આ પ્યારા હાથો જીંદગી પુરી કરી દેત તો કેવું સારૂં ! હા, જે જખમ કલેજામાં લાગ્યો છે તેની હાલત પળે પળે બગડતી જાય છે."

મલેકા—"નહિ. હું એ ઘાનું નથી પુછતી. તો, શું તમારી એવી ઇચ્છા હતી કે વાર બરાબર લાગે અને હું ઉપકારકનો વધ પણ કરી લઉં ! તમારા એહસાનનો બદલો વાળી નથી શકતી એ વિચાર કયા ઓછી પીડા કરે છે ?

જખ્મી—"તાપ સખત ને હવા ગરમ છે, લુ સળગતી છે અને સુર્ય તેજ છે. મલેકા ! દયા ખાઓ. હુ જખ્મી આ હાથોનો નહિં–આંખોનો ઘાયલ છું, ખંજરનો નહિ–આ નયનોનો. અહીં ઉભું રહેવું આ ઘા પર મીઠું નાખવા જેવું છે. અત્યારે ખુદા આપણી તરફેણમાં છે. આવો, આ સામેના ઝાડ નીચે થોડી વાર બેસીએ. આ ક્રુર કિરણો મારા દેખતાં આ પ્યારા મુખડાંને...

મલેકા—"તમે જાણતા તો હશો કે આવાજ પ્રકારની ગુફતગુ પર મેં ફિલોકંસના દરબારમાં ભારે ભોગ આપ્યા છે પણ તમે મારાપર ઉપકાર કર્યા છે કે જેનો બદલો વાળવા હું અશક્ત છું. રાજપાટ કે કોઈ પણ વસ્તુથી એ કરજમાથી મુક્ત થઇ શકતી હોવં તો તેમ કરવા તૈયાર છું...

જખ્મી—"હું જાણુ છું, પણ એ ઝાલિમ હતો હું મઝલૂમ છું, તે રાજા હતો હું રૈયત છું, તેના હાથમાં તલવાર હતી હું તો જખમ ચાખું છું. તે સીસ્તાનનો માલિક અને મુલ્કનો અમીર હતો, હું તો ગરીબ ઇનસાન અને કોમનો ફકીર છું. હું ગુસ્તાખ નથી બેકરાર છું. મારી વિનતિ માનો. ખુદાને વાસ્તે રહમ કરો. તાપ સખત છે."

ગંભીર રહેવા ઘણું કર્યુ પણ જે આગ દિલમાં સળગી રહી હતી તે ભડકી ઉઠી, અને તેની ગરમી આંખમાં દેખાઈ. વિયોગની જે પીડાએ કાળજું કોરી ખાધું હતું તે હસરત બની હોઠ પર દોડી અને મોંહ મલકી ગયું. એક ઠંડો શ્વાસ લીધો અને ઝાડ તરફ ચાલી. જખ્મી પાછળ હતો. બંને ઝાડ નીચે પહોચ્યાં.

જખ્મી—“ અહા, મલેકા ! સેન્જપર સૂનાર ચંદ્રમુખી મારી સામે આ જંગલમાં ! ઓ માલેક ! આ હું શું જોઈ રહ્યો છું ! અબીલા ! તું મને શું બતાવી રહી છે ? ખુદાની ખાતર આ સામેના કિલ્લામાં થોડીવાર વિશ્રામ લઇ લો, ત્યાં તડકો નહિ લાગે.”

મલેકા—“ પહેલાં તમારી વાત તો કરો. નામ, કામ, મુકામ ?

જખ્મી—“ કહું છું, પણ તમે જરા આ ડાળીની આડમા આવી જાઓ. અહીં તડકો નથી.

મલેકા—“ જે દિલ મરી ગયું છે, જે આશાઓ પાયમાલ થઇ ગઇ છે, તેનું સજીવન થવું મુશ્કિલ છે. હવે આ દેહમા કાંઇ નથી. દિલ પણ માત્ર નામનુંજ છે, તડપી તડપીને મરી ગયુ છે. ઠંડી અનિલ લહરી અને લૂની લપટ હવે સમાન છે. સેજોના દિન અને મહેલોની રાતો હવે ગઇ. હવે તો બબૂલના કાટા મખમલનો ફર્શ છે અને સીસ્તાનનો કિલ્લો અબીલાનો મહેલ. આવો વખત ફરીવાર નહિ મળે. તમારૂં ઠેકાણું તો બતાવો.

જખ્મીની આંખમાથી આસુ નિકળી પડયાં. મલેકાએ પોતાના હાથે એ અશ્રુ લુછ્યા અને કહ્યું, “એક ફોલામાથી જખ્મ થયો અને તે પણ ઉંડો ઉતરતો જાય છે. તે ઉપર નિમક ન છાંટો. ચાલો માઝંદરાન જઇએ.

જખ્મી—“ ઘણીજ ખુશીથી; પણ અંતર મોટું અને રસ્તો ખતરનાક છે. રાત પડી જશે તો કાટા લાગશે. પગ થાકી જશે. ચાલો.”

બંને ઝાડ નીચેથી સડક પર આવ્યા. હવે સાંજ પડવા આવી હતી, અને ઠંડી હવાની લહરીઓ થાકેલ મગજને શાતિ આપી રહી હતી. થોડે દૂર ચાલ્યાં ત્યા રાત થઇ ગઇ, ત્યારે શાહજાદી ‘નહિ નહિ’ કરતી રહી પણ જખ્મીએ તેને ગોદમાં ઉઠાવી માઝંદરાનનો માર્ગ લીધો. સવાર થતામાં તો બંને કસ્રેઅબીલા ( અબીલાના મહેલ ) નજીક આવી પહોંચ્યા. હવે જખ્મી શાહજાદીને પીઠ પરથી ઉતારી, તેને મહેલમાં છોડી અદ્રશ્ય થઇ ગયો.



(૨૧)

ફીલોક્સ શરાબના નશામા ચક્ચુર બની દરબારમાં બેઠો છે, બંને તરફ મોટા મોટા ઉમરાવો અને વજીરો હાજર છે, પણ બધાનાં મોઢાં લાંપશી ખાઇ રહ્યાં છે. લડાઈ ખાતાના વજીર તરફ નિગાહ નાંખી ફિલો-કસ ખડખડ હસી પડયો અને બોલ્યો, " ગભરાઓછો શું ?! જ્યાં સુધી ફિલોક્સ જીવે છે ત્યાંસુધી કોની મજાલ છે કે સીસ્તાનપર નજર પણ નાંખે ! મુસલમાન હોય કે યઝદગુર્દ, બંનેને ધૂળ ચાટતા કરી દઇશ. યઝદગુર્દ વળી કઇ વાડીનો મૂળો કે મારી હયાતીમાં મલેકા અબીલાનો માલિક થાય ! તે મારી છે અને મારીજ રહેશે. શાહજાદીને બદલે યઝદગુર્દને મોત સાથે ભેટો કરાવી દઇશ. પણ મારી હાલત ખરાબ થતી જાય છે. આજ ત્રણ દિવસ થયાં મેં એનું મોંહ નથી જોયું. તે અહીં છે, છતા તેના દીદાર માટે મરી રહ્યો છું. "

વઝીરેજંગ—" મહારાજ, અત્યારે તો રૈયતની બરબાદી થઈ રહી છે, આપણી સ્વતંત્રતા ભયમા છે. મુસલમાનોનો મુકાબલો તો કંઇએ મુશ્કેલ નથી, પણ આફત એ આવી છે કે યઝદગુર્દ શાહજાદી લેવા ચઢાઇ કરી રહ્યો છે. સંભળાય છે કે યઝદગુર્દે પોતે અર્ધું લશ્કર લઇ માઝદરાનપર સવારી કરી છે અને અર્ધી ફોજ તેના પ્રખ્યાત સેનાધિપતિ હમદાનની સર-દારી હેઠળ સીસ્તાન આવી છે. "

ફીલોક્સ—" નકામી વધારીને વાત ન કરો. હુ એ બધાને ધૂળ ભેગા કરીશ. મારી હાલત તો તમે જૂઓ છો કે કેવી છે ! એ ચંદ્રસમ ચહેરા સિવાય મને બીજા કશાનું ભાન નથી. તમે અનુભવી છો, તમને શું લાગે છે ? અબીલા મને ચાહે છે કે નહિ ? મારા માટે તેને લાગણી ન હોત તો મારી મદદે આવત ખરી ? પણ કોણ જાણે શું છે કે તે એવી હઠ લઈ બેઠી છે કે હું તેને મોંહ ન દેખાડું ! "

એક પ્રધાન—" સરકાર ! એ તો ખૂબસૂરતીની ખાસિયત છે. એક તો સ્વરૂપવાન ને પાછી રાજની વાલી. આપ જાણો છો તેમ આ તો રાજહઠ ને ત્રિયાહઠ ભેળાં થયાં છે. જીદ કરી, ન નમી તો નજ નમી ! બાકી કંઇ આપને માટે લાગણી ન હોય છતાં ફોજ લઇ મદદે આવે ખરી કે ? "

ફીલોક્સ—" તેમ વાત છે ?! ઠીક, ઠીક, તમારૂં કહેવું વાજબી છે. કેમ સાહેબો તમે શું ધારો છો ? "

દરબારીઓ—( એકી અવાજે ) હા, બરાબર છે ! ખુલ્લી વાત છે. "

આ ચર્ચા ચાલતી હતી તેટલામા જાણવામા આવ્યુ કે યઝદગુર્દનો સરદાર હમદાન પચાશ હજારનું લશ્કર લઇ આવી પહોચ્યો છે, અને માઝંદરાનની ફોજ ઘણીજ હિમ્મતથી મુકાબલો કરી રહી છે. હમદાનની શૂરવીરતા ઇરાન આખામા દ્રષ્ટાંતરૂપ હતી. જ્યા પડતો ત્યા વીજળીની માફક બધું સાફ કરી નાખતો, પણ મલેકા કાળા લિબાસમા કાળા ઘોડાપર સ્વાર થઇ એવી નિર્ભયતાથી શત્રુનો હુમલો રોકી રહી હતી કે એક પગ આગળ પડી શકતો નહોતો. ફીલોક્સ પોતાની ફોજ લઇ મોકાપર પહોચ્યો, અને એવું દારૂણ યુદ્ધ મચ્યું કે મેદાન લાશોથી પથરાઇ ગયુ. હમદાન જેવો બહાદુર તેવોજ કપટી હતો. તેણે જાણી લીધુ કે ફીલોક્સ જો માર્યો જાય તો લડાઇનો ફેંસલો આવી જાય, તેથી તેણે ફીલોક્સ હતો તે તરફ બધા સેપાહોને ભેગા કરી દીધા અને એવો જોરથી હુમલો કર્યો કે ડગલે ડગલે ભોગ આપવો પડયો અને ફીલોક્સનું માથું ભાલાપર ન ચઢાવ્યુ ત્યા સુધી પાછો ન હટયો. તે મરતાજ સીસ્તાની ને માઝંદરાની બંને ફોજ નાઠી. મલેકા એક તરફ ચાલી, પણ હમદાને એક ટુકડી લઇ પુઠ પકડી તેને કેદ પકડી એક તંબુમાં રાખી પહેરો બેસાડી દીધો.

સૂર્યાસ્ત થઈ ગયો હોવાથી સવારે કૂચ કરવાનો વિચાર હતો, ફોજને પણ દિવસ આખાનો થાક હતો, અબીલાના જે સોંદર્યે યઝદગુર્દને દીવાનો બનાવ્યો હતો, તેણે હમદાનને પણ ઘાયલ કર્યો. નિમકહરામીના પડદા મોહના રંગમા રંગાઈ તેની આખોપર પડી ગયા. ફતેહની ખુશાલીમાં જશનની તૈયારીઓ થવા લાગી અને રંગરાગ શરૂ થયા. અર્ધી રાત આમ વિતી ગઈ અને ચેન ચડયું ત્યારે હમદાને હુકમ કર્યો કે 'મલેકાને હાજર કરો!'

આજ્ઞાનું પાલન થયુ. ખેમો ખુશ્બોથી મહેકી રહ્યો હતો. મલેકા દાખલ થઇ. સ્યામ વસ્ત્ર ગજબ કરી રહ્યા હતા. દેખતાજ તે લટ્ટુ બની ગયો, આવકાર આપવા ઉભો થયો અને પોતાની જગ્યાએ બેસવા ઇશારો કર્યો. જ્યારે મલેકા ખામોશ રહી ત્યારે હાથ લંબાવી તેનો હાથ પકડયો. મલેકાએ ગુસ્સામાં હાથ છોડાવી લીધો અને બોલી "તારે જે કહેવાનું હોય તે કહે, જે આજ્ઞા આપવાની હોય તે આપ, પણ તારો અધિકાર ન ભૂલ!"

હમદાન—"તુ જાણે છે, હુ અત્યારે કોણ છું? ફીલોક્સને તો એની બેઅદબીનો સ્વાદ ચખાડી દીધો છે. તારો ચહેરો મારૂં દિલ જીતી ન લેત તો તને પણ તેની સાથે પહોંચાડી દીધી હોત. હવે તું આ તંબુમાં આરામ કર, અને વિશ્વાસ રાખ કે ઇરાન આખાપર તારો સિક્કો ચાલશે. યઝદગુર્દને માટે આ ખંજર તૈયાર છે, ને તારા માટે અજમી સલ્તનત."

મલેકા—"આ ટાહેલાંનો હેતુ ? તું ને તારો બાદશાહ બંને ગરદન મારવાને લાયક છો. યાદ રાખ, અભીલા તમો બંનેને ઝલીલ કૂતરા સમજે છે !"

આ સાંભળી હમદાન આગળ વધ્યો, બળાત્કારે મલેકાનો હાથ પકડી ખેંચ્યો અને તેના ગળામા પોતાના હાથ નાખવા જતો હતો તેટલામાં ચોપદારે એક કાસદના આગમનની ખબર આપી.

બબડતો ધુરકતો, ધુંઆંકુંઆં થતો તે બહાર આવ્યો. "શું કહેવાનું છે ?"

નશો ખૂબ ચડ્યો હતો ને વળી ફતેહનો અહંકાર. કાસદે આંખ પણ ઉચી ન કરી. તેણે ચડાવી ખામોશ ઉભો રહ્યો. આ જોઇ હમદાને તલવાર કાઢી અને કહ્યું "મગરૂર બેઅદબ ! હુ મહેરબાનીની ખાતર તારૂં કહેવું સાંભળવા બહાર આવ્યો, પણ તારે તો સલામ પણ ન કરવી કેમ ? કાસદને કતલ કરી શકાતો હોત તો તારૂ ઘમંડી માથું મારા પગમા પડ્યું રગદોળાતુ હોત. જલ્દી બોલ ! શું કહેવાનુ છે ?"

કાસદની તલવાર પણ મિયાન બહાર આવી હતી. તે આગળ વધ્યો અને આગળ આવી કહેવા લાગ્યો, "બેવફા, ગુણહરામ ઇનસાન ! હું એક એવી કોમનો કાસદ છું કે જેણે તારા જેવા કેટલાય મદાંધોનાં માથાં આખના પલકારામા છુંદી નાખ્યા. અમે મોટા મોટા તાજદારો અને મહાન બાદશાહોના મુગટ, માત્ર કલમએ હકની હિફાઝત અને હિમાયતમાં આ પગને ઠેબે ઉડાડયા. આજની જે ફતેહની ખુશીમાં તું ગાડો થઇ ગયો છે, તેવી ફતેહો તો ખુદાના ફઝલથી અમને રોજ મળે છે. સત્યના સંદેશરૂપ દાવતે ઇસલામ આપતો અમારો ઝુંડો કાદેસિયાથી બાબિલ સુધી ઉડી રહ્યો છે, અને જે ભૂમિપર તારા જેવા પામર જીવોએ વાસનાઓ તૃપ્ત કરવાની ક્ષણિક ક્રિડા કરી છે, ત્યા આજે માલેકે હકીકીની મહાનતાના નાદ હવામાં ગુંજી રહ્યા છે. હું તને અમીરૂલ મોઅમેનીન તરફથી ઇસલામનું આમંત્રણ કરવા આવ્યો છું. મદીરાપાન અને કુકર્મો છોડી, ખુદાએ વહદહુલાશરીકની આગળ શિર નમાવ કે જેનું રાજ અટળ અને જેની સત્તા અવિનાશી છે. ઇસલામ કબૂલ કર તો અમારો ભાઇ છે, જઝિયો દઇશ તો તુ અમારાં રક્ષણમાં રહીશ, નહિ તરે અમારૂં જબરદસ્ત લશકર જેમાં એક અદના સિપાહી અને સિપેહલાસાર એક સમાન છે, તે સવારની નમાઝ સીસ્તાનમાં પઢશે."

હમદાન—"તમે લોકો લુટારૂ છો. ચોતરફ લુંટમાર કરી બળવાન બનતાં બાદશાહોના મુકાબલે નિકળ્યા છો, અને દગા ફટકાથી કોઈ કોઈ

સ્થળે ફાવી ગયા છો. શિયાળનો શિકાર કરતા કરતાં હવે એવા ફાટી ગ
છો કે શેરોના શિકારે નિકળ્યા છો. અમે છઠ્ઠીનું દૂધ યાદ દેવડાવી દઈશ
જ્યાંથી આવ્યા, ત્યાં પાછા ચાલ્યા જાઓ તો સારૂં. જાન બચી 
એટલેથી સંતોષ માની પાછે પગલે પલાયન થઈ જાઓ. તમે નહિ જાણ
હો કે જેમની રગોમાં ઇરાની લોહી દોડી રહ્યું છે, તે દુશ્મનની નાસ ભા
હાર નથી માનતા બલ્કે જ્યાં સુધી તેમના હાડકાં નથી ચાવતા ત્યાં સુ
તેમને ચેન નથી પડતું. તમે ઘરે પહોંચ્યા તો સમજજો કે મરીને સજી
થયા...પણ તાજુબીની વાત છે કે તું મુસલમાનોનો કાસદ કેવી રીતે થ
તારૂં બોલવું ચાલવું અને તારી વાતચીત ઇરાનીઓના જેવી છે! તું આ લુટ
ઓની ઓલાદ નથી લાગતો..."

કાસદ—" તારી અટકળ સાચી છે, તારૂં અનુમાન બરાબર
હું ઇરાન ભમિનો પુત્ર એક બરતી નસલનો શખ્સ છું. ઉમરભર બદીઓ
ડુબ્યો રહ્યો, પણ જ્યારે ખુદાને મારૂ સુમાર્ગે આવવું મંજૂર
ત્યારે મેં કલેમએ તવહીદ સીને લગાવ્યો. હકના અવાજને લબ્બેક
રસૂલે અરબીની સચ્ચાઇ પર ઇમાન લાવ્યો. મક્કા મોઅઝમા
મદીના મુનવ્વરા જેવા પવિત્ર સ્થળોની જિયારત કરવા ભાગ્યવાન
થયો, પણ આરઝુ છે કે જીવ નિકળે તો એ સરજમીન પર. ઓ હતભાગ
તું હજુ એજ જૂના સ્વપ્નાં જોઈ રહ્યો છે. તેં અમારી હિમ્મત
જોઈ, અમારો ભાઇચારો નથી જાણ્યો. અમારે ત્યાં અમીર ને ફકીર
છે. એજ સમાનતાએ અમને આ ઇજ્જત આપી છે કે આજે દુનિય
મોટામાં મોટી પ્રજાઓ અમારી આગળ માથું ઝુકાવી ઉભી છે. અફસ
થાય છે તારા પર કે એક નિરાધાર સ્ત્રીની સામે ખંજર કાઢી ઉભો
અને મોતને યાદ નથી કરતો!"

હમદાન પર અત્યારે શરાબ, ફતેહ અને ઇશ્ક એ ત્રણેની અસર હ
વિજયની ખુશી હતી અને ઇશ્કનું ભૂત વળગ્યુ હતું. કાસદનું છેલ્લું વ
સાંખી ન શક્યો અને તલવારનો વાર કરતાં બોલ્યો, " કાસદને મા
યોગ્ય ન હોય પણ આવા ઉધ્ધતને તો જીવતો રહેવા ન દેવો જોઇએ
કાસદ બેખબર હતો, પણ ચેતી ગયો અને વાર ઢાલ પર રોક્યો. હમ
ગુસ્સાથી લાલચોળ થઈ ગયો અને ઢાલ છીનવી લેવા માગતો હતો
કાસદે ઘણાજ જોરથી તેના મોં પર ઢાલ મારી અને તલવાર ઝુંટવી લી
હમદાન ખંજર કાઢવા જતો હતો કે કાસદે કેડમાં હાથ નાખી તેને

ડગ્યો અને કેટલીક વારે હમદાન નીચે પટકાઈ પડ્યો. નીચે પડતાંજ કાસદે ખંજર ભોંકી દીધું. અબીલા કંઇ કહેવા માગતી હતી કે કાસદ ઘોડો છોડી પોતાના લશ્કર તરફ રવાના થઇ ગયો. અબીલા પણ સારો મોકો મળ્યો સમજી ઘોડેસવાર થઇ માઝંદરાન ચાલી.

---

( ૨૨ )

ચાંદની રાત છે, ઝાડના પાન અને જંગલની લીલોતરી કુદરતની કિરણ લાલાશથી ઝગમગી ઉઠેલ છે. ઠંડી હવાએ રસીલી આંખોના ઘેનમાં વધારો કર્યો. આ ઇચ્છિત ઘડીઓ અને આ ખુશીનો અવકાશ અબીલાને પહેલાં કદી નહિ મળ્યો હોય. બે ઘોડા પર બંને આશક માશુક-જખ્મી અને મલેકા-સવાર થઈ માઝંદરાન તરફ જઈ રહ્યાં છે. બંનેની નજર એક બીજા પર જાય છે. ચાલતા ચાલતાં મલેકાએ મોહ મલકાવી કહ્યું, “ એક વાત તો કહો. કેટલીય વાર તમને જોયાનો મને શક થયો. જો તમારે નામ ઠામ નથીજ બતાવવું તો એટલું નહિ જણાવો કે માઝંદરાનની લડાઈમાં નિકાબપોશ સવાર કોણ હતો ? નદી તટે સ્થીર તસ્વીર કોની હતી ? અને મારી આંખો ભુલતી ન હોય તો આજના કાસદ કોણ હતો ?

જખ્મી—‘ જો તમને બધે હું હતો એ વિચારથી આનંદ થતો હોય તો બેશક ત્યાં બધે હુંજ હતો, પણ જો એ ખ્યાલથી નારાજ થવા જેવું હોય તો ખરેખર હું નહોતો ! ”

મલેકા—“ સારૂં, પણ તમારો ધર્મ કયો ? ”

જખ્મી—“ જે તમારો તે મારો, જે મારો તે તમારો ! ”

મલેકા—“ કાસદના વેશમાં તમેજ હતા તો તમે મુસલમાન છો ! ”

જખ્મી—‘ એમ તો એમ. તો હું મુસલમાન છું. ”

મલેકા—‘ હું તો નથી. ”

જખ્મી—“ તો હું પણ નથી. ”

મલેકા—“ આમ શું બોલો છો ! સાફ વાત કેમ નથી કરતા ? પણ મુસલમાનોનો ધર્મ કેવો છે ? શું તેઓ બધા ગબ્રોના દુશ્મન છે કે સૌને બરબાદ કરી રહ્યા છે ? ”

જખ્મી—“ હા જુઓને ! હુય એમજ કહું છું. ચાલો, હવે કંઈ બીજી વાત કરો. ”

મલેકા—“ મારી પાસે કરૂણાજનક આત્મકથા સિવાય શું છે ? આ મોહબ્બતે શું શુ નથી કરી દેખાડ્યું ! જંગલોમા ભટકી, કેદખાનામાં પડી. બાપની કતલ જોઈ, ભાઈની લાશ જોઈ. છતાં હજુ કોણ જાણે શુંયે અંજામ આવશે ! ”

જખ્મી—“ મલેકા અબીલા ! જો હું મારી દસ્તાન સંભળાવું તો આ પ્યારી પ્યારી આંખોમાથી મોતી પડવા લાગે! શાહ અને શહેરીયારની

કતલના સમાચાર જ્યારે મેં સાભળ્યા ત્યારે દુનિયા મને અંધકારમય ભાસવા લાગી, મને સદમો લાગ્યો; પણ લાચાર, દુઃખ થયું પણ નિરૂપાય. જૂઓ, ચંદ્રમા કેવો તમારૂં સૌંદર્ય નિહાળી રહ્યો છે ! જરા આ ફૂલને તો જુઓ કે તે એકલું આ શાખની ગોદમાં કેવું હિંડોળા ખાઈ રહ્યું છે ! જો મારી કાંઈ સેવા સ્વીકારનાં હો તો એટલી રજા આપશો કે એ લાલ પુષ્પ લઈ આ કાળા કેશમાં મારે હાથે લગાવું ? ”

જમ્મી આમ કહી ઘોડા પરથી નીચે ઉતરી પડ્યો. ફૂલ તોડયું, મૃદુ હાસ્ય કરતી અર્ધ મીંચી આખે મલેકાએ માથુ નમાવ્યું અને જમ્મી વાળમાં ફૂલ ભરાવતા બોલ્યો “ આહ ! મલેકા, ફૂલ શરમાય છે. ”

મલેકા—“ ત્યારે હવે તો તમારે માઝંદરાનમા રહેવું પડશે. ”

જમ્મી—“ ઘણીજ ખુશીથી.”

રાતનો પાછલો પહોર હતો એવે વખતે બંને માઝંદરાનમાં દાખલ થયાં. હથીયારબંધ લશકરી સેપાહો સડકો પર ઉભા હતા. ઘોડાનો અવાજ સાંભળી પુછ્યું, “ કોણ છે ? ”

જમ્મી—“ માઝંદરાનનાં મહારાણી અબીલા ! ”

સેપાહોની ટુકડીએ ચારે તરફથી બંનેને ઘેરી લીધાં અને શાહી તંબુમાં જઈ ખબર આપી કે મલેકા અબીલા તેના પ્રેમી સાથે પકડાઇ છે. યઝદગુર્દ સવારથી માઝંદરાનને ઘેરો ઘાલી બેઠો હતો. તે આ સાંભળતાંજ ખુશી ખુશી થઇ ગયો. સેપાહોને એજ વખતે ઇનામ ઇકરામથી માલામાલ કર્યા, અને હુકમ દીધો કે:-મલેકાને ખ્વાબગાહ—શયનગૃહમાં મોકલી, તેના મેહબૂબનું માથું કાપી મારી હજુરમાં પેશ કરો !

---

# ખંડ બીજો.

કમ, કેમ, નાશવંત દુનિયા! આંખના એક પલકારામાં આ શી ઉથલપાથલો કરી નાખી! સિતમગાર ભાગ્યચક્ર! તારા એક ચક્કરમાં ભલભલાને ક્યાના ક્યાં પહોચાડી દીધા! તારી આંખે જોયું અને અમને દેખાડી દીધું કે મનુષ્ય જીવન અને તેની હરેક ઘડી આફતથી ભરપૂર અને દુઃખોથી લબરેઝ છે. સિંહાસન પર બિરાજનાર મેદીયા માટીમા મળ્યો, આંખની કીકીમાં રહેનાર શહેરયાર ખૂનમા તડપ્યો, ઇરાનને પ્રકાશિત કરનાર ચાંદ સીસ્તાનમાં કેદ થયો. પણ ઓ ફાની જગત! ઓ જુલ્મી કાળચક્ર! તમારા પર તેની કંઇ અસર ન થઇ.

બોલ, બોલ! દુનિયા તું કેવી છો! કહે, તારો આશય શું છે?

ફિલોક્સસનાં હાડકાં મિટ્ટીમા મળે અને તે પણ પાયમાલ થાય, મલેકા અબીલા કેદ થાય અને નામુરાદ રહે, પણ ઓ કાળભક્ષક દુનિયા! તારા સોહાગમાં કંઇ ફરકજ નથી આવતો! તારો ઇશ્ક જેવોને તેવોજ! અજબ! અહાહા! જોવા જોવાડવા જેવી સુંદરીઓ નિરાશ દિલે ઉઠી અને વંદનિય વ્યક્તિઓ આશાભંગ રહી, પણ ઓ દયાહીણ! તમારી મોહબ્બતમાં કમી ન આવી!

ડર લાગે છે, ઓ નાપાયદાર દુનિયા! તારી આદતથી. ખોફ ખાઉં છું, ઓ નિર્દય કાળચક્ર! તારી ખસલતથી. તમારો જુલમ સખત, તમારી ચાલ કયામત, તમારા પાંસા ફેરવવામાં આફત અને તમારી ક્રાંતિમાં મુસીબત છે. તમારી આંખો આંસુઓથી અને તમારા દિલ રહમથી, તદન મેહરૂમ, અને બિલકુલ અજાણ છે.

હા, હા, દુનિયાએ નાપાયદાર! સામે આવ, વાત કર, જવાબ દે, બતાવ તારા અસ્તિત્વનો અંજામ અને તારી ઉત્પત્તિનો ભેદ!

તારો મનહુસ ચહેરો જે પર જંગલીઓ વસતા હતા, તારી ભુંડી સુરત જે જુલ્મીઓનું રહેઠાણ બની ગયું હતુ, તારી લાઅનતને કાબેલ હસ્તી અને તારી મલામતને લાયક વસ્તી, જે હૃદયોને પ્રતાપે ગુલઝાર બની ગઇ, તે સૌને પણ તેં માટીમાં મેળવ્યા અને ઉફ્કારો ન કર્યો, ભીખ મંગાવી છતા નિશ્વાસ ન નાખ્યો!

ઓ એહસાનફરામોશ, કૃતઘ્ન! શાહોના તાજ, રાજાઓનાં રાજ, તારી આંખની સામે, તારી નજર આગળ, ધુળમા રગદોળાયા, માટીમા

ત્યાં. તેં ઉપકારકોની બરબાદી હસતા હસતાં અને માલિકોની સત્તાઓથી જુદાઇ મંજુરાઇને કરી જોઇ, પણ તારો નિયમ ન છોડ્યો.

તું ગમે તે કર, પણ ઇરાનનો એહસાન તારી રગોથી, ઇરાનનો ઉપકાર તારા દેહથી અને ઇરાનનો ભાગ્યોદય તારી આંખોથી, અલગ થવો, જુદો થવો, ને ભુલાઇ જવો મુશ્કિલ, અશક્ય, અસંભવિત છે.

આ શું બતાવી રહી છે? દુનિયાની ઝલીલ કોમ ઉન્નતિની ટોચપર!!! આ આંખો શું જોઇ રહી છે? નામીચા જાહેલોની જબાનની છટા અજોડ, કાતા પાખંડીઓની સચ્ચાઇ અતુલ્ય, જંગલી ઇનસાનોની માણસાઇ દ્વિતીય!

રાતને દિન, સિહાને સફેદ અને પત્થરને પારસ બનાવી દેનાર દુનિયા! લ શું કહે છે? અક્કલ કામ નથી કરતી, મન માનતું નથી કે આ પરિવર્તન કેમ થયુ! એકજ શખ્સની કોશિશે, એકજ પુરૂષના બોધે એવો અસાધારણ ફેરફાર કરી દીધો કે સળગતા પવનમા એવો સરોદ કર્યો કે પૃથ્વીપઠપરનું સંગીત સ્થભિત થઇ ગયું, લાત અને મનાતની તેઓએ ઇશ્વરની એકતા અને પયગંબરીના એવાં ગીત ગાયાં કે બતહાનાં મો અને કુરાનનાં તરંગો ખુલુસથી ઝગમગી ઉઠયા.

કસમ ખા, મોઢે કહે, આંખે બતાવ, પણ સાંભળ્યા છતાં અને જોયા છતાં, રણની રેતીમાથી અમ્રતના ઝરણાં ફુટે અને પત્થરાળ જમીનમા ફુલોની સદા બહાર ખીલે એ માનતા મગજ અચકાય છે.

મુશ્કિલને આસાન અને અશકયને શક્ય બનાવનારી દુનિયા! માફ કર, ખોટું બોલ્યો. દર ગુજર કર, જુઠું કહ્યું. દિમાગ જુઠો, કયાસ ખોટો, આંખો અંધી અને અક્કલ બહેર મારી ગઇ છે. તેં કરી દેખાડ્યુ જે નવાઇ જેવું હતું અને કરી નાખ્યું જે અશકય લાગતું હતું, અને આજે એ સમય છે ધુળની રજ અને જમીનના કીડા જીવનપૃષ્ટપર ચંદ્રસમ ચમકી રહ્યા છે. કુફ્રી હતા તે મુસલમાન બનીને, જંગલી હતા તે ઇમાનદાર થઇને, એક માત્ર એકજ ઇનસાનના તુફેલથી પુર્વથી પશ્ચિમ સુધી સત્યના ઝુંડા ફરકાવી રહ્યા છે. તેઓ માત્ર એકજ નામના જપનારા, એકજ ધુનમાં મસ્ત બની, આજે એવા થઈ ગયા છે કે તું જેનાથી બેઝાર હતી, તે તારી સર્વ સમૃદ્ધિ સહિત તેમના કદમોમા પડી છે.

શું છે અને શું થઈ રહ્યું છે? એક થોડાક જણાએ, મુઠીભર માણસોએ—આંગળીના ટેરવે ગણાય એટલા આદમીઓએ, આસમાનથી જમીન

સુધી અને ઉત્તરથી દક્ષિણ સુધી ખળભળાટ મચાવી દીધો છે. ફકીર ખાડા પડેલ પેટ લઇ ઘર બહાર નીકળ્યા અને ગગનચુમ્બિત મહેલો આંખના પલકારામા પટકી પાડયા. બતાવ, બતાવ, ઓ ક્ષણભંગુર દુનિયા! બતાવ, આ કોણ છે અને શું કરી રહ્યા છે? તેમનામાં એવું તે શું છે કે આંગળીના એક ઇશારામા, આખના સહેજ પલકારામાં અને ગરદનને સહેજ નમાવવામા, સદીઓથી આપખુદ રાજ કરતી સલ્તનતો અને આકાશ સાથે વાતો કરતા અમીરી મહેલોના પાયા હચમચાવી મેલ્યા અને વિદ્યાકળામાં, અક્કલ ચતુરાઇમાં, શોધખોળમાં, સમૃદ્ધિમાં સૌથી વધી ગયા! કાઇ ભેદ હતો એ અવાજમાં જે સમજાતો નથી! આ ભરમ ફોડ અને બતાવ. ઓ જુલ્મી! આ માનવી કોણ છે? તેમનું નિકળવું, વંટોળીયા જેવું, તેમનું આગમન પૂર જેવું, તેમનું તુટી પડવું વિજળી જેવું. તેમની રીતભાત સાદી, તેમના અકીદા પાકા, તેમના સ્વભાવ નિર્મળ, તેમનાં દિલ પાક. તેઓ માણસાઇના નમુના, સચ્ચાઇ ને પ્રમાણિકતાનાં પુતળાં, દુશ્મનના કાતિલ, દોસ્તની પાછળ ગાંડા, મોહબ્બતમાં સાચા–ઇસલામ એમનું કામ, મુસલમાન તેમનું નામ!

કુરબાન એ નામપર જે તેઓ જપી રહ્યા છે, નિસાર એ હિદાયતને જે તેમને મળી, અને ફિદા એ યકીનપર કે જે તેમના દિલમાં છે. ઇસાથી આગળ હતો, ખાકે અરબથી ઉઠનારો જે પોતે મરીને આ મુડદાંઓને જીવતો કરતો ગયો. ફરિશ્તાથી ઉચ્ચતર હતો કાળી કામળીવાળો, જે સલ્તનતપર લાત મારી ગુલામોને બાદશાહ બનાવી ગયો.

વિજય એમના ચરણોમાં, ફતેહ તેમના કદમોમાં, કામયાબી તેમના હાથમાં અને ઇન્સાનીયત એમની વાતમાં!

ખુદા બચાવે તારી લીલાથી, ઓ દુનિયા! તું આજ જેના જય પોકારી માથું ઝુકાવી ઉભી છે, જેની જાહોજલાલી, પરાક્રમો અને વિજયનાં ગીત તારી રજે રજ ગાઇ રહી છે અને જેના માટે તું મગરૂર છે, કાલ તું એમનાથી નફરત કરીશ, તેમની ગરીબી અને મુફલિસીપર તું હસીશ, તેમની મુસીબત તરફ આંખ ઉઠાવીને પણ નહિ જો. એ તને સિજદો કરશે અને તું બેઝાર થઇશ, તને એમના નામથી શરમ આવશે, એમના વિચારથી લજાઇશ. તે તારી સામે ઝલીલ અને ખુવાર થશે પણ તારા કપાળપર કરચલી નહિ પડે!

કંઇ નહિ તો એટલીજ મહેરબાની કર, વધુ નહિ તો એટલોજ એહસાન કર કે આ મુસલમાનોનાં કાનમા માત્ર એટલુંજ કહી દે કે તમે

જે આજે કાદેસિયા, બાબિલ, નીનીવા અને ઇરાનમા સર્વત્ર સિક્કો જમાવી ચુક્યા છો, તમે ઇસલામનો ડંકો અખિલ આલમમાં બજાવી દીધો છે, તમે જે આજે હર કોમને, હર મઝહબને, હર મુલ્કને હર રંગમાં અને હર ઢંગમાં દર્શન દઇ રહ્યા છો,—કાલે તમારે ભીખ માગવાની છે, તમારૂં જીવન જાનવરોથી બદતર, અને જંગલીઓથી વધુ ખરાબ હશે !

નહિ, નહિ, સુંદર દુનિયા! એમાં તારી કસુર નથી. તું પડી એ લોકો પર જે તારાથી દુર ભાગી આત્મિકતાને છાતિએ લગાવતા રહ્યા, અને કચડી નાખ્યા એ લોકોને જે તારાપર પડ્યા અને રૂહાનિયતને ભપળી નાખી પોતાના પગપર ઉભા રહેવાનું હરામ સમજ્યા !



( ૨ )

"શત્રે તેં તારી આંખે એ કપાએલ માથું જોયું, જેણે તારી તમામ ઉમેદોને ખતમ અને મારી આશાને સજીવન કરી. હવે તેને જીવતો કરનાર કોઇ નથી. તારે મારો આભાર માનવો જોઇએ કે માઝંદરાનની ભૂમિમાં તારા પ્રિયજનને દફન કરવામાં આવ્યો છે. તું તેની કબર જોઈ તારૂં દિલ ઠંડું અને આંખો રોશન કરી શકે છે, પણ શરત એટલી કે મારી આરઝૂ પુરી કર અને જે આગ સીનામાં સળગી રહી છે અને મારા આખા બદનને બાળી રહી છે, તે પર દયાનું પાણી છાંટી બુઝાવી દે. જે શખ્સની આગળ આજે આખું ઇરાન શિર ઝુકાવી ઉભું છે અને જેની કૃપા મેળવવા મોટા મોટા રાજાઓ પણ ઉમેદવાર છે, તે તેર તેર કલાક થયાં તારી ખુશામદ કરી રહ્યો છે. તારો મેહબૂબ મરી ગયો, પણ તેનું મોત તને બતાવી ગયું કે હું ફિલોકસ નથી. હુ એ શખ્સ છું કે આંખના પલકારામાં માઝંદરાનને તારાજ કરી નાખું. હુ એવો નથી કે મારા પંજામાંથી તુ છટકી જા, હુ એવો નથી કે તને કેદ કરૂં ને છોડી દઉં, હુ એવો નથી કે તારો ઇનકાર માની લઇ ખામોશ થઇ જાઉં! હુ એ માણસ છું કે તને જીવતી રાખું પણ મુડદાથી બદતર, હુ એ છુ કે એક મામુલી હુકમથી તારા એવા હાલ કરૂં કે કાગડા કુતરા પણ તારા સામુ ન જુએ."

અબીલા—હા, મેં રાતે એ માથું મારી આંખે જોયુ, જેને તેં તારી આજ્ઞાથી તનથી જુદું કર્યું. હવે દુનિયાની હર મુસીબત મારા માટે રાહત અને હરેક ઇજા આરામ છે. તકલીફની લાગણી, દર્દનો ખ્યાલ અને દુઃખની અસર પહેલા હતી, હવે તો જ્યાંસુધી આ ખોળીયામાં જીવ છે, ત્યાંસુધી તેની યાદમા રડીશ, તેના ખ્યાલમા તડપિશ. પ્રેમીની જુદાઇમા પણ મઝા છે. શહેનશાહ! તારા માનવામા એ નહિ આવે પણ એ મઝાનો સંબંધ આશાની સાથે છે. આશા જેમ ઓછી તેમ મઝામાં વૃદ્ધિ થાય છે અને જ્યારે આશા તુટી જાય છે ત્યારે એ મઝા સંપુર્ણતા પામે છે. વિચાર જીંદગીની બીજી દરેક જરૂરીયાતોને ભુલી જઇ જ્યારે એક વસ્તુના ધ્યાનમાં ડુબી જાય છે, ત્યારે મેલાપ મુશ્કેલ નથી એ વાત સાચી કે તે જીવતો નથી થઇ શકતો, પણ તેની હયાતીમાં હુ જે ચીજ શોધતી હતી તે મોતથી હવે મળી ગઇ. તે અત્યાર સુધી સૌનો હતો, હવે તે મારોજ છે. હવે તો હું તેને પળવાર પણ મારી પાસેથી જવા નહિ દઉં. રહ્યું તારી આશાનું સજીવન થવું, તે ભલે થાય. એક નહિ હજાર, એકવાર નહિ હજારવાર; પણ જે આશાનો સંબંધ મારી સાથે હોય તે ખોટી. એ વિચારજ ભૂલભરેલો

છે. હું તારા જોવામા જીવતી છુ, પણ ખરૂ જોતા પ્રાણરહીત છું. હું જ નહિ, પણ મારૂ દિલ, અને આશા ઉમેદો બધાય મરી ગયાં. હવે એ વિચાર છોડી દઈ મને આઝાદ કર, અને બાકીના દહાડા મારા પ્રેમીની કબર પર દિલદારની યાદમા ગાળવા દે.

યઝદગુર્દ—જીંદગીનો અંજામ મોત છે, કોઈ જીવન તેથી બચી શકે નહિ. એ જેમ મુસીબત છે, તેમ નેઅમત પણ છે. અત્યારે તારો સદમો તાજો છે અને તેનીજ અસરથી આ શબ્દો નિકળે છે. તું જે કહે છે તે સૌએ કહ્યું અને કહે છે, પણ તે પુરા થવા મુશ્કેલ છે. કોઇથી ન થયા, ન થશે. એ તો કુદરતનો નિયમ છે. એમજ થતું રહ્યું છે અને થશે. તું ભુલ કરે છે કે જે સુરત ઈરાન આખામા બીજી મળે તેવી નથી અને જેની કદર ઈરાનનો મહાન શહેનશાહ કરી રહ્યો છે, તેને ધુળમાં મેળવે છે. અત્યારસુધી તારૂં રાજ્ય ખંડીયું હતું, હવે એક એવું રાજ્ય તારા હાથમાં આવે છે કે દુનિયા તારી તાબેદારી કરશે. શુ તુ એટલું પણ નથી વિચારતી કે મારી પડખે બેસી તું ઇરાનની મલેકા બનીશ અને એંસી લાખ આદમજાતની જાન તારા હાથમાં રહેશે! શું તેં નથી સાભળ્યુ કે મેં મારી બહેનના ઇનિકારની એવી સજા દીધી કે ઇરાન કંપી ઉઠયું અને ચાલીસ દિન સુધી તેનો એક એક અવયવ કપાતો ગયો!? હું યઝદગુર્દ છું! પણ મને તારાપર રહમ આવે છે. તારી સ્થિતિ પર, સૌંદર્યપર, જવાની પર દયા ખા અને મારૂ કહ્યું માની જા; નહિતર યાદ રાખ કે ઇનિસાન કે હેવાન તો શું પણ બેજાન જમીન આસમાન પણ તારી શિક્ષાપર અશ્રુપાત કરશે, પખી કંપશે, પશુઓ ધ્રુજશે અને તારી પેશાની મારા પગ આગળ ઝુકી જશે; પણ અબીલા, હુ યઝદગુર્દ એવો નથી કે આજ્ઞા આપી દીધા પછી પાછી ખેંચું!

અબીલા—શહેનશાહ! મોતે જે આગ મારા દિલમા લગાવી છે અને એ પરદેશીની જુદાઇની જવાળા જે રીતે આતશેમોહબ્બતને ભડકાવી રહી છે, તે જોતાં તે ઠંડી થવાની આશા ફોકટ છે. જમાનો તેની યાદ ભુલાવી શકે તો મને શું વાધો હોય! પણ જે આરઝુએ આ દિલ—કે જેણે મોહબ્બતની વેદી પર બાપ અને ભાઈ બંનેની કુરબાની ચડાવી, આ ઝબાન જેણે ફિલોકસ અને હમદાન બંનેને કુતરા માફક તુચ્છકારી કાઢયા, આ શરીર જેણે સીસ્તાનના કેદખાનામા ફિલોકસનું માથું નમાવડાવ્યુ—એટલું મજબુર, લાચાર અને કમજોર બનાવી દીધેલ છે કે હું ખામોશ બેઠી

છું. એજ આરઝુ છે કે જેણે દિલ ઠંડું, ઝબાન ખામોશ, અને શરીરને શાન્ત કરી દીધું છે–માત્ર એજ આશાએ કે એ આરઝુ પુરી થાય અને એકવાર મ્હેબૂબની કબરને ગળે લગાવી લઉં. એટલાજ માટે તારો ગુસ્સો સહન કરૂં છું. શહેનશાહ! મેં આરઝુ પુરી કરવાની કીમત થોડી નથી દીધી. યઝદગુર્દ, મને રજા દે કે જાઉં અને એ કબરને ભેટું કે જેમા એક બેગુનાહ પરદેશી, મારો પ્યારો, મારો આકા, મારો માલિક, મારો ઉપકારક હમેશને માટે સુતો છે.

ગમે તે કારણ હોય પણ રજા મળતા, અબીલા ફોજી દેખરેખ નીચે કબ્રસ્તાનમા પહોંચી. આફતાબનું જોર તુટી ગયું હતું એટલે ગરમી થોડી હતી. ચકલીઓ લીલાં વૃક્ષો પર દિવસની વિદાયગીરીનાં ગીત ગાઇ રહી હતી. અબીલાએ દરવાજામાં કદમ રાખતાંજ ગરદન નમાવી અને આગળ વધી. કબરોની અખંડ હાર આંખની સામે અને જીંદગીનો ખોફનાક અંજામ તેની નજર આગળ હતો. ઇરાની સુમ્બુલ અને માઝદરાની સનોબરનાં રંગીન પુષ્પો વિદાય થઇ ગએલાઓની છાતીપર પડયાં હતાં. મલેકા ચારે તરફ જોતી જઇ રહી હતી. ફોજના અફસરે એક તાજી કબર તરફ ઇશારો કરી કહ્યું, "આ રહી!" કબરને જોઇ આજુબાજુ જોયું અને બોલી, 'મારે આ બધા માણસો વચ્ચે આવવાની જરૂર નહોતી. જો હું આઝાદ નથી, તો બસ, ચાલો.' કબરપર ફરીને નજર નાખી, હૃદયની સ્થિતિ ગમે તે હો, પણ આંખમાં આંસુ નહોતું. કબરને હાથ લગાવ્યો, થોડી ધુળ ઉઠાવી, આંખે લગાવી અને પાછી ફરી.

---

(૩)

છસો વર્ષ થયાં સાચના સીપાઇની બનેલી ઇસ્લામી સેના જ્યાં ખુદા-પરસ્તીનું નામ કોઇએ સાંભળ્યું નહિ હોય એવા બાબિલમાં પાંચ વખત બુલંદ અવાજે ખુદાની એકતાનો ડંકો બજાવી રહી છે. અઢારસો ચોરસમાઇલમાં ઇસ્લામનો ઝુંડો ફરકાવનાર વડા સેનાધ્યક્ષ સાઅદ, કપડાનો કટકો માથે બાંધી બેઠા હતા, તેવામાં ગુબાર ઉડતો દેખાયો. પુછતાં માલુમ પડ્યું કે હરસનનો વાલી હરમુઝ જેણે ઇસ્લામ અંગીકાર કર્યો છે, તે કોઇ કામસર આવ્યો છે. થોડી વારમાં હરમુઝ સામે આવ્યો, સલામ અલયક કહી હાથ મિલાવ્યા અને કહેવા લાગ્યો "હું મુસલમાન છું અને મને હક છે કે મારી મુસીબતના વખતમાં મુસલમાનોની મદદ માગું. ખુદા વાસ્તે આ વખતે મારી મદદ કરો."

સાઅદ—"બેશક, હરેક મુસલમાનની ફરજ છે કે જ્યારે પણ કોઇ મુસલમાન તો શું બલ્કે ઇનસાનની તકલીફ વિષે સાંભળે ત્યારે તે મટાડવા કોશિશ કરે. તમે અમારા ભાઇ છો અને આટલે દુરથી થાક્યા પાક્યા આવો છો તો હાથ મોહ ધોઇ ખુદાએ જે કાંઇ રાબ રોટી આપી છે તે અમારી સાથે ખાઓ અને ખુદાના શુકર ગુજારો, પછી જે કામ હોય તે કહેજો. અમે જરૂર મદદ દેશું."

હરમુઝ—"મારી મુસીબતે મને દીવાનો બનાવ્યો છે. મને ખાવાપીવાના હોશ નથી, ભુખ, ઉંઘ ઉડી ગઇ છે. આપ મહેરબાની કરી મારી દરખાસ્ત પ્રમાણે મદદ કરવા ઉઠો અને મારા જખ્મપર પાટો બાંધો.

સાઅદ—"એમ છે તો બોલો, જલ્દી કરો."

હરમુઝ—"આજ પાંચ વર્ષ થયા કલેજામા એક ઘા લાગ્યો છે. માઝંદરાનની મલેકા અબીલા જે હાલ યઝદગુર્દના કબજામા છે, તે ઘણીજ હસીન છે, તેની જુદાઇએ મને દીવાનો બનાવ્યો છે, માટે મારી વિનતિ સ્વીકારી પહેલા માઝંદરાનપર હુમલો કરો અને યઝદગુર્દને શિક્ષા કરી અબીલાને મારે હવાલે કરો. મારાપર ઇસલામનો આ એક એવો અહેસાન થશે કે જે હું અને મારા વંશજો કદી નહિ ભુલીએ. મારી હાલત ખરાબ છે, મારૂં જીવવું અઝાબ છે. તેના સિવાય બીજું કાંઇ મને નજર નથી આવતું. મને યકીન છે કે ઇસિલામ મને આ બારીક વખતમાં કામ લાગશે."

સાઅદ—"તમે ઇસલામની કીંમત આંકવામાં ભુલ કરી. અમારો હુમલો એ સાચની હિમાયત છે, નકસાનિયત નથી. જે સુરતે તમને દીવાના બનાવ્યા

તે અમારી આગળ કાંઈ નથી. અમારામા હરેક કનીઝ અબીલા અને હરેક ગુલામ યઝદગુર્દ છે. અમે ખુદાના દાસ છીએ અને ખુદાનું કામ કરવા ઘરથી નિકળ્યા છીએ. યઝદગુર્દ ઇસલામ નહિ સ્વીકારે તો અમો જરૂર તેની ઉપર હુમલો કરીશુ, પણ તે અબીલા મેળવવા નહિ ! અમારામાં જો એ ઐબ પેદા થઇ જાય તો ગણ્યા દિવસોમા અમારૂં નામોનિશાન પૃથ્વિપર ભુસાઇ જાય, અને તમારી કોમની માફક અમે પણ બરબાદ થઇ જઇએ. મને અફસોસ થાય છે કે તમે ઇસલામને હજી ન સમજ્યા અને નફસાની ખાહિશો પુરી કરાવવા મુસલમાન થયા. તમારી ઉમેદ ખોટી છે, ફુઝુલ છે. ફતેહ પછી મલેકા અબીલા અમારા હાથમા આવશે તો અમે તેનું માન સાચવીશું. તેને કાઇ સજા નહિ કરતા તમારે હવાલે કરીશું.

હરમુઝ—"મારા દિલની હાલતનું બ્યાન કરવા મારી પાસે શબ્દો નથી. બીજું કંઇ નહિં તો થોડી ફોજ આપો તો દુશ્મનપર રોબ પાડી મારૂ કામ કાઢી લઉં !"

સાઅદ—"આ ખુદાના નેક બંદા માત્ર ખુદાની રાહમા જાન આપવા વતનથી નિકળ્યા છે તેમણે પોતાના ઘરબાર, બાલબચ્ચા, સગાં સંબંધીઓ ઇસિલામની ખાતર તજ્યા. જ્યાસુધી તેમનો ઇરાદો ખુદાની રાહમા લડવાનો છે ત્યાંસુધી ખરેખર, ખુદા તેમને સહાય દેશે, કુદરત તેમનો અવાજ ઝીલી લેવા તૈયાર રહેશે, અને ફતેહ તેમની દાસી બની રહેશે; પણ જે ઘડી તે દ્રષ્ટિબિંદુ બદલશે, તે ઘડીએજ દુનિયા તેમને વળગશે, ખુદાનું નામ માત્ર નામની ખાતર રહી જશે અને તેઓ સ્વાર્થમા સંડોવાશે. તે વખતે કામયાબીને બદલે નાકામી, ફતેહને બદલે હાર અને ઇજ્જતને બદલે ઝિલ્લત મળશે. તેમનો ભરમ, તેમની મોટાઇ, અને તેમની પ્રખ્યાતી, ધર્મની ખાતર જાન આપવા તેઓ તૈયાર રહેશે ત્યા સુધીજ છે તેમાથી એક માણસ પણ આવા કામમાં શામેલ નહિ થાય. એક સ્ત્રી મેળવવા તેઓ કદી પણ લડશે નહિ.

હરમુઝ—"તો આપને માત્ર એટલીજ વિનતિ છે કે આપ દુઆ કરો."

સાઅદ—"અફસોસ ! તમારી એ દરખાસ્ત પણ મંજુર થઈ શકતી નથી. તમે હજી ઇસિલામને નથી સમજતા. જે કાર્યને અમે પસંદ કરતા ન હોઇએ તેને માટે દુઆ પણ કેમ થાય ! તમને મદદ કરવી યોગ્ય લાગત તો જરૂર કરત. જ્યારે તેમ નથી ત્યારે એવી પ્રાર્થના પણ કેમ કરાય ?



( ૪ )

ખામોશ ઝબાને મલેકા અબીલા પોતાના પ્રેમીની કબરપર એકલી બેઠી છે. ન તો આંખમા આંસુ છે કે હોઠ પર આહ ! આંખો વિચારમા ડુબી ગઈ છે અને ચહેરો હૃદયની લાગણી પ્રદર્શિત કરી રહ્યો છે. મોસમ ગરમીની છે અને સવારનો સોહામણો સમય છે. કંઇ વિચાર આવ્યો, ઉઠી, ચાલી, ઉભી રહી અને પાછી ફરી. કબરપર હાથ ફેરવ્યો, આંખે ખાક લગાવી, અહીં જોયુ, ત્યા જોયુ. બધું સુનસાન હતું અને એક અજબ ખામોશી છાઇ ગઇ હતી. થોડી થોડી વારે બુલબુલનો અવાજ આ ચુપકિદીનો ભંગ કરતો હતો અને વિયોગાગ્નિને વધુ ભડકાવતો હતો. પાછી ચાલી, આગળ વધી અને મધુર સ્વરે હવાને ચીરતુ પક્ષી બેઠું હતુ એ ઝાડની નીચે પહોંચી.

"હા, હા, બુલબુલ ! તું જાનવર ઇનસાનથી બેહતર, તું તારા પ્રેમીની યાદમા સ્વભાન ભુલી જઈ આખી દુનિયાને પ્રિય થઈ પડયું. તને સર્વત્ર જલ્વએ મેહબુબ નજરે પડે છે, છતા દિલદારની યાદ દિલથી નથી જતી, પ્રેમીનું નામ જીભથી નથી જતુ."

"ઉડી ગઈ, મારી ભેદુ ! મારૂ કહેવુ ન ગમ્યુ !"

તે હસી. આઘાતની એ અંતિમ અસર હતી. કબરપર આવી, વિચારીને જોયું, નિશ્વાસ નાખ્યો અને કહેવા લાગી.

"તું બેવફા છે, મને દગો દીધો, મને મુસીબતમા નાંખી, તકલીફમા છોડી, હવે આરામથી નિશ્ચિતપણે સુનો પડયો છે ! તારા હોઠપર મૃદુહાસ્ય, તારા ચહેરાપર આનંદ હજી દેખાય છે. હુ તને જોઇ રહી છું. તુ મારી સામે છે, હસી ખુશીમા છે. કંઇ દુઃખ નથી, દર્દ નથી. તે મરીને દરેક દુઃખનો અંત આણ્યો, અને હવે મીઠી નિદ્રા લઇ રહ્યો છે.

તેં મને છેતરી ! હું નહોતી ધારતી કે આ હાલમા, આ સંજોગોમા, આવી રીતે મને બીજાને સોંપી નિર્દયપણે ત્યાગી જઇશ. આ મોત નહિ પણ તારી ઇચ્છાની પુર્ણતા, કબર નહિ પણ તારી આરઝુઓનું સમાધિસ્થાન, ધુળનો ઢગલો નહિ પણ તુજ બેવફાનો નિવાસ ! આ બેવફાઇ, આ લાપરવાઈ ! તું દિલનો ખોટો, ઇરાદાનો કાચો, ઝબાનનો જુઠો, દિલનો કમજોર !"

આટલું કહી અબીલાએ એક ચીસ મારી અને આ પ્રમાણે બોલતી બોલતી કબરને વળગી પડી.

" નહિ, નહિ, તું વફાદારીનો નમુનો, મહોબ્બતની આબેહુબ તસવીર, બેગુનાહ મેહબુબ, મઝલુમ ઇનસાન, જે મોહબ્બતની કસોટીપર ઉલ્ફતના કાંટે પુરો ઉતર્યો અને પુરો રહ્યો. તું મર્યો નથી, જીવંત છે. ગયો નથી મોજુદ છે–મારી આંખોમા, મારા દિલમાં ! ઉઠ, તારા ચરણ ચુમુ; આવ, તને ચુંમ્બન લઉં.

તે ખસતી હતી, વળગતી હતી, આખો ચોળતી હતી. તે મનમાંને મનમાં કહેવા લાગી, " આ નિદ્રા અખંડ છે. "

આટલામાં યઝદજુર્દ કબ્રસ્તાનમાં આવ્યો. " બસ ખુબ તડપી લીધું, રોઇ લીધું ? "

યઝદજુર્દનો અવાજ નિર્દોષ ચકલીને બાજના જેવો લાગ્યો, ડરી ગઈ, સહમી થઈ. મઝાર છોડયો અને એક હસરતભરી નજર કબરપર નાંખી ચાલી.



(૫)

આફતાબ એક નહિ, બે નહિ, લાગલાગટ આઠ દિવસ સુધી ઇસ્લામી યોદ્ધાઓના માથે પ્રકાશ્યો અને અસ્ત થયો પણ બાબિલસ્તાનમાંથી કોઇ મુકાબલામા ન નીકળ્યું. મુસલમાનોને કુફીની ઝયારત માટે બેતાબ હોવાથી આ ટુંક પડાવ પછી સાઅદે કુચ કરવા હુકમ આપ્યો અને મુસલમાનો અલ્લાહનું નામ લેતા આગળ વધ્યા. પહેલો પડાવ કુફીમાંજ હતો. અહીંની રજેરજ મુસલમાનોને દ્રઢતાનો પાઠ આપી રહી હતી. ત્યાંથી ફારેગ તો તેજ દીવસે થઇ ગયા અને બીજે દીવસેજ ત્યાંથી ઉપડી જાત, પણ દુશ્મન કદાચ અરબોને ડરકુ ધારે એમ વિચારી ત્રણ દિવસ ત્યાંજ રહ્યા. ચોથે દિવસે બેહરેશીર તરફ કુચ કરી. આ એજ મુકામ છે કે જ્યાં એક રિસાલો દિન ઉગ્યે કસમ ખાતો હતો કે જ્યાંસુધી જાનમાં જાન છે ત્યાંસુધી ઇરાનને આંચ આવવા નહિ દઇએ. કસરા અહીં રહેતો હતો અને એક કુતરા માફક હળી ગયેલ સિંહ તેની સાથે ફર્યા કરતો હતો. તે ઉપરથીજ તેનું નામ બેહરેશીર પડી ગયું હતું. અહીં પહોંચતાંજ મુસલમાનો કલેમએ તવહીદ એટલા જોરથી બોલ્યા કે જમીન આસમાન ગુંજી ઉઠયા. કસરાનો મિજાજ ગયો, અને તે મહેલ બહાર નિકળ્યો. શેર સાથેજ હતો. ઇસ્લામી લશ્કર જોઇ તેણે જોરથી ગર્જના કરી. બધા ધારતા હતા કે શેરને જોઇ મુસલમાનોમાં ભાગાભાગી થઇ પડશે અને વાત પણ સાચી કે સિંહની દેહશત પણ એવી પડી કે બધા ખામોશ હતા. આ જોઇ કસરાએ શેરને ઉશ્કેર્યો. તેણે હુમલો કર્યો પણ કોઇને પુરો કરે તે પહેલા હાશમ તલવાર લઇ આગળ વધ્યા. સમશેર જોઇ સિંહ ગજબનાક થયો અને હાશમપર કુદયો પણ તેમણે એવો વાર કર્યો કે તે વિકાળ પશુના બે ટુકડા થઇ જમીનપર પડયા. શેર મરતા કસરા ક્રોધાયમાન થયો અને રિસાલાને હુકમ આપ્યો કે મુસલમાનોની બોટી બોટી કાપી જુદી કરી નાખો અને જે બદબખ્તે મારા સિંહને મારી નાખ્યો તેનું માથું કાપી ભાલા પર ચઢાવો.

મુસલમાનોની શુરવીરતા અને સેપાહગીરી કાંઇ છુપી બાબત નહોતી. તેમની તલવાર એક એવી વિજળી હતી કે જે જ્યાં પડતી ત્યાં કચ્ચરઘાણ કાઢતી. તેમની ફતેહે ચારે તરફ ખળભળાટ મચાવી દીધો હતો. જ્યારે તેમણે શેરને મરતાં જોયો ત્યારે તેમના હોશ ઉડી ગયા અને બોલ્યા, જે સિંહથી નથી ડરતા તે અમારાથી શું બ્હીવાના! તેમના સમ સોગંદ અને કોલ

ટરાર બધા મોઢાનાં બણગા નિવડયાં કસરાએ ઘણાએ શરમાવ્યા, પણ તે પાણાપર પાણી જેવું. કસરા એજ ચિંતામા ટહેલતો હતો તેટલામા મુસલમાનોનો કાસદ સામે આવ્યો અને બોલ્યોઃ—

"અમોએ હજુ સુધી કોઈ લડાઈમા પહેલ નથી કરી. જીતાએલ પ્રાંતો કબુલ કરશે કે અમે હમેશ કાળજી રાખેલ છે કે ખુનરેઝી ન થાય. તમે જંગલી વર્તન ચલાવ્યુ અને અમને જણાવ્યા વિના શેરને છોડયો, છતા અમે હાથ નથી ઉઠાવ્યો. હવે અમે માત્ર એટલુંજ કહીએ છીએ જે બધી બુરાઇઓ અને બદીઓમા ડુબેલા છો, એ છોડી, ખુદાની ઇબાદત કરો કે જે એક છે. જો તમે ઇસલામ કબુલ કરો તો અમારા ભાઇ છો અને અમારા તમારા વચ્ચે કંઇ ભેદ નથી. જે સમાનતા અમારા વિજયનો ભેદ છે, તે તમને મળશે. તે કબુલ ન હોય તો ઇસલામની હિફાજતમા આવો. જો બંનેથી ઇનકાર હોય તો મેદાને જંગ સાચા ખોટાનો ફેંસલો કરશે."

કસરા આ શબ્દો સાખી ન શકયો અને કાસદને ધિક્કાર સાથે પાછો કાઢયો. મુસલમાનોએ સમજાવટમા બાકી રાખી નહોતી. બીજે દિવસે સવારમા તેમણે બેહરેશીરપર હુમલો કર્યો. મુકાબલો કરવા કસરાએ ઘણી માથાકુટ કરી, રસાલાને ઇનામ ઇકરામની લાલચ આપી, નિમકનો • હક, વતનનો પ્રેમ, બધુ સમજાવ્યુ પણ તે નહોતા ઉઠવાના તે નજ ઉઠયા. કસરા નિરઉપાય થઈ દરવાજા બંધ કરી ભરાઇ બેઠો. સાઅદ બે મહીના સુધી ઘેરો ઘાલી પડયા રહ્યા. આજુબાજુના અમીરોએ ગરદન નમાવી, પણ આ લોકોના જીદ્દી સ્વભાવપર અસર ન થઈ. ઘેરાથી થાકી તો ખુબ ગયા હતા તેથી કસરાને કહેવું પડયુ કે આમ હાથ બાંધી કયા સુધી બેસી રહેવું, કંઇ તો તોડ લાવો' કા આ પાર કા ઓ પાર. કસરાએ ફરીને રિસાલા આગળ એક પુરજોશ ભાષણ કર્યું પણ આ બહાદુરો (!) તો શાંત રીતે સાંભળતા રહ્યા. ફારસ તો એક બાજુ પણ બેહરેશીરનો બચાવ પણ કરી ન શકયા. કોઇ કોઈ વાર રાતે ચોરી છુપીથી બહાર નિકળતા પણ મુસલમાનોને તૈયાર જોઇ પાછા ભરાઇ બેસતા. તેમનાથી નિરાશ થઇ કસરાએ રૈયતને લડવા કહ્યું. લોકો તો બિચારા પહેલાંથી પરેશાન હતા, તેથી તીર વરસાવતા બહાર નિકળ્યા. મુસલમાનો આનંદમા આવી ગયા અને તરત મુકાબલામા ઉભા. એમનોજોશ એટલો હતો કે જ્યારે ઝહરાએ બખતર પહેર્યું તો કડીઓ ટુટેલ હતી. સાઅદે કહ્યું:-"બીજુ બખ્તર પહેરી લ્યો." આ સાભળી તેમની આંખથી આંસુ નિકળી પડયાં અને બોલ્યા, "મારા મુકદરમા એજ છે કે

ખુદાની રાહના તીર મારા શરીરને લાગે." સાઅદે તેમને ગળે લગાવ્યા. હવે લડાઇ શરૂ થઇ. ઝહરાનાં વચન સાચાં પડયાં. તેમની આશા પરિપુર્ણ થઇ અને પહેલુંજ તીર આવી સીનામાં લાગ્યું. લોકો તે કાઢવા લાગ્યા પણ તેમણે કાઢવા ન દીધું અને કહ્યું કે એ નિકળતાજ હું મરી જઇશ. ઇસલામની થોડી ઘણી સેવા કરી લેવા દો, એમ કહી આગળ વધ્યા. મશહુર પહેલવાન શહરઝાદ તેમના મુકાબલામાં આવ્યો પણ પહેલાજ વારમાં પુરો થયો. તે મરતાં લડનારાઓના પગ ઢીલા પડી ગયા. થોડી વાર થોભ્યા પણ આખરે નાસી નિકળ્યા. જે રહી ગયા તેમણે સુલેહનો ઝુંડો બુલંદ કર્યો અને ઇસલામના રક્ષણ હેઠળ આવ્યા.

બેહરેશીર પછી મદાયનનો વારો હતો, જ્યાં પુષ્કળ શત્રુદળ ભેગું થયું હતું અને તેઓ મહીનાઓ થયાં તૈયારીઓ કરી રહ્યા હતા. મદાયન અને બેહરેશીર વચ્ચે મોટી દિજલા નદી વહેતી હતી. તેને ઓળંગવી એ સહેલું કામ નહોતું. એટલામાં વળી વરસાદ શરૂ થયો અને એવો મુસળધાર પડયો કે પુલ તુટી ગયો અને બધે પાણી પાણી થઇ ગયું.



(૬)

સૌંદર્યની એક પુતળી યઝદગુર્દની પડખે સુશોભિત પોશાક પહેરી બેઠી છે. ફાલસાઇ રંગનો દુપટ્ટો માથા પરથી ઢળી, કાળા કેશને સિજ્દો કરી રહ્યો છે. પ્યાજી રંગનું ગુલાબનું ફુલ માંગની ડાબી બાજુએ આડું શોભી રહ્યું છે અને તેની પાખડીઓ હવા લાગવાથી મોજાં મિસાલ એક બીજીને મળી મનોહર મુખડા પર ફિદા થઇ રહી છે. અત્તરની ખુશ્બોથી હવા મહેકી ઉઠી હતી. યઝદગુર્દની બેતાબ આંખો કુદરતના આ નમુના પર જામી ગઈ હતી. તે ઉઠતો, સામે આવતો, જોતો અને કહેતો હતો કે આ તસવીરને કેવી રીતે જીગરમા રાખી લઉં. અબીલાની આંખ નીચી હતી પણ તે આ બધુ જોઈ રહી હતી, જે બોલતો હતો તે સાંભળી રહી હતી. તે સામો આવ્યો, કદમોમા પડયો અને બોલ્યો, "મલેકા! દોલત, હુકુમત, તખ્ત, સલ્તનત સૌ તારાપર કુરબાન! યઝદગુર્દ તારી ઇનાયતો અને એહસાનનો બદલો વાળી શકે નહિ. તે તારો ગુલામ છે. તારા વિના દુનિયાની કોઇ પણ ખુશી તેને માટે હરામ છે."

અબીલા—"બરાબર, સાચું, આપનો એહસાન !"

યઝદગુર્દ—"શું ! હજુપણ શોક પાળવો છે? પુષ્પની પાખડીઓ એક અશક્ય આશામા કરમાય છે. છ અઠવાડીયા થઇ ગયા, પણ હજી કબ્રસ્તાને ગયા વિના નથી ચાલતું ! કયા સુધી શરીરને આવી રીતે કષ્ટ આપશો ?"

અબીલા—"હું આભાર માનું છુ કે શહેનશાહની રજાથી બે ઘડી ત્યા જઇ આવું છું. સદમાની અસર પહેલાં જેવી હતી તેવી હાલ નથી અને ધીમે ધીમે એ પણ જતી રહેશે. હવે મારૂં જવું માત્ર નામનુજ છે."

યઝદગુર્દ—"મલેકા, હવે એ ખ્યાલ દુર કરો. હું જોઉં છું કે તમે એને ભુલતા જાઓછો પણ હજુ વારે ઘડીએ બેચેન થઇ જાઓછો.'

અબીલા—"નહિ, શહેનશાહ! એ વાત નથી. એક એનોજ ખ્યાલ નથી. બાપના મોત અને ભાઇની જુદાઇથી કાંઇ ઓછું દુઃખ નથી થતું."

યઝદગુર્દ—"પણ જે કાંઈ થઇ ગયુ તે થઇ ગયું. થયું ન થયું થવાનું નથી. મેડીયા, શહેરયાર કે તારો પ્રેમી સજીવન થનાર નથી. આ તખ્તપર તારા જેવી કેટલીયે સ્ત્રીઓ બેઠી છે, તે બધી પોતાનો ગમ ભુલી ગઈ."

અબીલા—"મને પહેલા બહુ લાગી આવતુ હતું, હવે તેમ નથી. શહેનશાહની જો એવી ઇચ્છા હોય તો કબ્રસ્તાન ન જાઉં!" "હૂં શહેનશાહની છું અને મારી ફરજ છે કે શહેનશાહને ખુશીમા રાખું."

અબીલાની જીભે આ શબ્દો કંઈ એવી રીતે નિકળ્યા કે તેના હોઠપર હાસ્ય છાઇ ગયુ હતુ. યઝદગુર્દ એકદમ પગે પડયો અને કહ્યું. "હું તારો દાસ છું."

રાત અર્ધ ઉપરાંત પસાર થઇ ગઇ હતી.- યઝદગુર્દનું અંતઃપુર જન્નતના નમુના જેવું શોભી રહ્યું હતું. આખો ઓરડો ખુશબોથી મહેકી રહ્યો હતો. જરીયાન રેશમના ને મખમલના પડદા પ્રકાશથી ઝગમગી રહ્યા હતા. એટલામાં દોમંજલીના દરવાજામાં એક આકૃતિ નજરે પડી, જેના કદમોમા લખ્યુ હતું કે "અબીલામાં મોહબ્બત નથી."

આ અબીલાનો જખ્મી પ્રેમી હતો, જેની ગરદનમાં તોક, હાથમાં હાથકડી અને પગમા બેડીઓ પડી હતી. દિલ તડપી ઉઠયું, તે બેચેન થઈ ગઈ, દીવાના માફક ઉઠી અને હાથ ફેલાવી તે તરફ દોડીને બોલી " હું બેગુનાહ છું. "

યઝદગુર્દ તે તરફ જુએ તે પહેલાં તે સૂરત અદ્રશ્ય થઇ ગઇ, પણ આ દ્રશ્યે અબીલાની હાલત બગાડી દીધી. ઝબાન ખામોશ હતી પણ હૃદયની હાલત બગડી રહી હતી. તે તેજ જગ્યાએ નજર ચોટાડી બેઠી હતી અને દિલમા કંઇ વિચારો ઉઠયા કરતા હતા. તે ફરીને " ઓ બેવફા, હું બે-ગુનાહ છું ! ' કહી ચીસ મારી બેહોશ થઇ નીચે પડી.

યઝદગુર્દને કાંઇ સમજણ ન પડી કે શું થયુ ' તપાસ કરી પણ ત્યાં કાંઈ નહોતુ. શાહજાદીને શુદ્ધીમાં લાવવાને ઘણા ઉપચાર કર્યા ખુશબોથી મહેકતી ખ્વાબગાહજ સૌથી સરસ ઇલાજ જેવી હતી પણ મલેકા આવી રીતે બેભાન પડી હતી. તે ગભરાટમાં ફરી રહ્યો હતો તેટલામાં ઘોડાના ડાબલાનો ધ્વનિ કાને પડયો અને ચિંતામાં વધારો થયો. વઝીરે જંગને બોલાવ્યો તો તેણે કહ્યું, " જે કોમ આપણી માફક એશઆરામમા પડી રહે, તેનો જે અંજામ આવવો જોઇએ તે આવી ગયો. બેહરેશીર મુસલમાનોના કબજામા આવી ગયુ અને દુશ્મનો માથા પર આવી ઉભા છે. વચમાં માત્ર દજલા નદિ છે, જે ઓળગવાની તૈયારીઓ થવા લાગી છે. રૈયત ગભરાટમાં નાસભાગ કરી રહી છે આ વખત ગફલતનો નથી. આજે સવારે ખબર મળી છે કે પુલ બની ગયો છે અને તેઓ મદાયન તરફ આવવા માગે છે. જો એ સત્ય હોય, તો મુસલમાનો આપણા ઘરમા પહોંચી ગયા છે. શાહી ખાનદાનની ઓરતોને સાથે લઇ આવવાનો મારો ઇરાદો હતો પણ રજા વિના તેમ કરવું ઉચિત ન લાગ્યું. ફોજ મુસલમાનોની બહાદુરીથી એવી ડરી ગઇ છે કે પહેલેથી નાહિમ્મત થઇ જાય છે. "

યઝદજુર્દ—" તમે ખબર આપવામાં બહુ વિલંબ કર્યો. જો એ લુટારૂઓ મદાયનમાં દાખલ થઇ જશે તો સલ્તનતનો અંત આવવાની સાથે શાહી ઓરતો સંકટમાં આવી પડશે. અહીં જેટલી ફોજ હોય તેટલીને રવાના થવાનો હુકમ આપી દો, અને સિપેહસાલાર શાહબાનને લખો કે આખી સેના લઇ અત્યારેને અત્યારે મદાયનમાં હાજર થાય !



( ૭ )

ઇસ્લામી સૈન્યના સેનાધ્યક્ષ સાઅદ નદી કિનારે ઉભા છે, અને મુસલમાનો પેલી પાર જવા આતુર છે. નદીમાં પાણી ભરપુર છે અને જ્યાં જુઓ ત્યાં પાણી જ નજરે પડે છે. પાણીનું જોર હતું એટલુંજ નહિ, પરંતુ ઇરાનીઓએ હોડીઓ પણ લઇ લીધી હતી. આ ગભરાટ બે કલાક સુધી રહ્યો. તે પછી સાઅદે કહ્યું:

"મુસલમાનો! આરંભેલા કાર્યની પુર્ણાહુતી થવા આવેલ છે. તમે અત્યાર સુધીમા જે કંઈ કર્યું હતું તેની કદર ઝબાન કરી શકે નહિ. ખુદાને તમારાથી કામ લેવાનું હતું તે લીધુ. સારાં કામ કરતા જાન આપે અને નેકીમાં જીવન ગાળે એના કરતાં વધુ ખુશનશીબ મુસલમાન કોણ હોઇ શકે! બેશક, નદી આપણા માર્ગમા આડી છે, પણ યાદ રાખો કે જે નદી ફિરઔનને ડુબાડનાર હતી તે તમને પાર ઉતારશે. મદાયન જીતાતાં આપણી કોશિશ સફળ થશે-આપણું કામ પુરૂં થશે."

આટલું કહી, "નસરૂમ મેનલ્લાહે ફતહુન કરીબ" નો નાદ એવો કર્યો કે નદી પણ ગુંજી ઉઠી. ફોજ મોહ તરફ જોઇ રહી હતી કે સાઅદે 'બિસ્મિલ્લાહ' કહી ઘોડાને નદીમા ઝંપલાવ્યો અને કહ્યું, "મુસલમાનો! આવો અને જુઓ કે ખુદા કેવી રીતે પોતાનો વાએદો પુરો કરે છે."

લશ્કરના દિલમાં સાઅદના ભાષણથી જોશ ઉત્પન્ન થયો હતો. જ્યારે તેમણે પોતાના અશ્વો નદીમા નાખ્યો ત્યારે સૌએ તેજ ક્ષણે ઘોડા કુદાવ્યા. લાખો જીવ આમ નદીમાં પડવાથી નદીમા તોફાન મચી રહ્યું, પણ જે દઢના અને હિમ્મતથી તેઓ હસતાં બોલતા જમીન પર સફર કરતા, તેવીજ રીતે નદી ઓળંગી ગયા. ઇરાનીઓએ જ્યારે આ જોયું ત્યારે તીર વરસાવવા લાગ્યા, અને તે એટલા બધા કે નદી તીરોથી છવાઇ ગઇ; પણ ઇસ્લામી શુરવીરોએ આંખ ઉઠાવી ન જોયુ. સાઅદ આખા લશ્કર સહીત પાર ઉતરી ગયા. હવે ઇરાનીઓ એમ કહેવા લાગ્યા કે "આ તે આદમી છે કે જીન!"

યઝદગુર્દને પહેલેથી હારની ખાત્રી હતી, તેથી તેણે ઓરતોને હલવાન મોકલી દીધી હતી. માત્ર બે ત્રણજ ત્યાં હતી. જ્યારે તેની ફોજ ભાગી અને મુસલમાનો શહેરમાં દાખલ થયા ત્યારે તેને ઘણુંએ થયું કે મદાયન આસાનીથી દુશ્મનોના હાથમાં ન જવું જોઇએ, પણ સૈન્ય એવું ભયભીત થઇ ભાગ્યું કે મુકાબલો તો એક બાજુ, પણ પાછું વળીને પણ ન જોયું. આ જોઇ, યઝદગુર્દ પણ શહેર છોડી ચાલતો થયો

સાઅદ શહેરમા દાખલ થયા તો બધે શાંત હતું. ખુદાના શુક્ર અદા કર્યાં અને અઇવાને કસરા ( ઇરાનનો રાજ મહેલ ) તરફ ચાલ્યા. ત્યાં જઇ પહેલવહેલા શાહી તખ્તની જગોએ મિમ્બર કર્યું અને બપોરનો વખત થઇ ગયો હોવાથી નમાઝ પઢયા. આ પહેલોજ જુમા હતો કે જેની નમાઝ મુસલમાનોએ ઇરાકમા એવા જોશભેર પઢી કે રાજમહેલની દિવાલોમાં એકતાના નાદ ગુંજતા હતા.

મુસલમાનો પર એવું તોહમત મેલવામાં આવે છે કે તેમણે જીતેલ મુલ્કોમા અમુલ્ય વસ્તુઓ તોડી-ફોડી નાખી, તેનું જુઠાણું માત્ર આટલા પરથીજ જણાશે કે અફસરોના આગ્રહ છતા, જે પુતળાઓથી રાજમહેલ શોભી રહ્યો હતો. તેને સાઅદે તોડયાં નહિ. બે દીવસ ત્યા રહી, ત્રીજે દિવસે હુકમ આપ્યો કે બધી ચીજોને એક ઠેકાણે એકઠી કરવામા આવે.

જે વખતે બધો સામાન રતી રતી–સાઅદને સોપવામાં આવ્યો ત્યારે ફોજની પ્રમાણિકતાપર સાઅદથી ' મરહબા ' ' કહ્યા સિવાય ન રહેવાયું. માલે ગનીમતનો પાચમો ભાગ અમીરૂલ મોઅમેનીનની સેવામાં મોકલી દેવામા આવ્યો કે જે લાદવાને નવસો ઉટ મુશ્કેલીએ પુરા પડયા. બાકીનું ફોજમા વ્હેંચી દેવામા આવ્યું.

## ( ૮ )

દુનિયાની કોઇ આંખ ન જોઇ શકે તે મારી આંખોએ જોયું. કોઇ ઇનસાનના કાન ન સાંભળી શકે તે મારા કાનોએ સાંભળ્યું. મારી ઉમેદો ખોટી નીવડી, મારી ધારણા જુઠી પડી, મારા ભરૂસાએ મને દગો દીધો, મારા યકીને ફરેબ આપ્યો. ઇરાકનો મોટો ભાગ ફતેહ થઇ ચુકયો અને હવે થોડુંજ કામ બાકી છે, જે પુરૂં થતાં સંપુર્ણ ફતેહનો સહેરો અમારા માથે બંધાશે. હવે સૌકોઇ વતન જાય છે, અને ખુદાના શુક્ર છે કે કામયાબ થઇને હસતા કુદતા પાછા ફરે છે; પણ હું શું કરૂં—મારે શું કરવું? મારી આશાઓ ઉડી ગઇ. લોકો ખુશી ખુશી થતા જશે અને સ્નેહીઓને મળશે માત્ર હું જ એક એવો છું કે કામયાબીમાં નાકામ, ખુશીમાં રંજીદા, અને નિશ્ચિંતતામાં બેચેન છું. એવો ફકત હુંજ હઇશ કે જેની આંખમાં આંસુ, જેના હોઠે નિશ્વાસ, જેના સીનામાં દર્દ અને જીગરમાં જખ્મ હશે. મેં ઇસલામ દબાણથી નહિ ખુશીથી, લાલચથી નહિ પણ દિલથી કબુલ કર્યો અને કલેજે લગાડ્યો, તે વખતે અને અત્યારે પણ જે સમજ્યો તે કહું છું, અને જે જાણ્યુ તે સમજું છુ કે ઇસલામની ખુબીઓ શ્રેષ્ટ છે. અમારા પ્યારા નબીં ખાકની સેજમા આરામ કરે છે એ તય્યેબા ( મદીના ) જેવા પવિત્ર સ્થળે જવું એ ખુશકિસ્મતીની હદ અને એક અમુલ્ય નેઅમત છે; પણ દિલ જ્યાં લાગ્યું તેનુ શું કરૂં? મારા પગમા જાણે ઝંજીર છે, મારા રસ્તામાં કાંટા છે, મારા દિલમા દર્દ છે, મારા કલેજામાં જખમ છે. હું મારા ભેદ પ્રગટ કરૂં? મારી મુસીબત સંભળાવું? મારી આત્મકથા કહી દઉં? સાઅદ સમજદાર ઇનસાન અને સાચો મુસલમાન છે. મને આ જંગલમાં, આ પહાડોમાં બેઠાં બેઠાં એકલા ખુદાને યાદ કરવા રજા દેશે? હું આ જખ્મ જે એક બેવફા, ઝાલિમ, ગદ્દારની યાદ છે, તેને તાજો રાખીશ, પણ હકીકત જાહેર કરી દેવાથી મારી આબરૂ ઇજ્જત અને મારી શરાફતને તબાહ કરી નાખશે. ખુદાને છોડી ઇનસાનની, દીનને છોડી દુનિયાની મોહબ્બત કરવી એ મુસલમાનનું કામ નથી. પણ નહિ, હું બેકસુર છું, મારા હૃદયની હાલત સ્વાભાવિક છે. એ મારા અખતિયારથી બહાર છે, મારા હાથમાં નથી. મેં હજુ સુધી મારા મઝહબપર, મારી ઇનસાનિયતપર કે મારા ચારિત્ર્યપર ખુદગરજીનું કલંક લાગવા નથી દીધું. અબીલા વિચારત, જોત, અને સમજત તો તે જાણી શકત કે આ નાપાક ભુમીનો એક માણસ ઇસલામના તુફેલથી એવો નિકળ્યો કે સીસ્તાનની સડકપર, માઝંદરાનની

ઝૂંપડીમાં, નદીના કિનારે, પહાડના શિખરપર, અંધકારમાં કે પ્રકાશમા, દિવસે કે રાતે–કોઇપણ વખતે કયાય તેણે ઇસલામની આજ્ઞા ન ઉથામી. વચનથી નહિં અમલથી, જીભથી નહિ પણ દિલથી યકીનપુર્વક માન્યું કે જે હસ્તી વગર આખો મનુષ્યોનાં કર્મો જોઇ રહી છે તે મારી સામેજ છે.

નહિં, નહિં, મારો ઇસલામ મુસલમાનોપર કલંકરૂપ નહિ થાય. ઇસ્લામ સંન્યાસનું શિક્ષણ નથી દેતો. ખુદા ને સ્ત્રીઓ મહબુબ છે. નસીબ સારાં હોત, તો એ મોહબ્બત હકીકતના રંગમાં ઝળકત અને અબીલાનો પ્રેમ મને ઇશ્કે ઇલાહીના માર્ગપર પહોંચાડી દેત.

આ વિજય પછી, મને હક છે કે સાઅદને વિનવું, મારી કરૂણાજનક કથા સંભળાવી અને મારી સ્થિતિ સમજાવી દરખાસ્ત કરૂ કે ઇસલામી ફોજ મારા જખમપર મલમ લગાવે, મારા દુઃખનું નિવારણ કરે, મારા દર્દની દવા કરે. હું જાણું છું–અબીલા હલાવાસમાં હશે અને જીવતી રહી તો, આજ નહિ તો કાલે, અહિ નહિં તો ત્યાં એ મુસલમાનોનાં કબ્જામા આવશે. પણ નહિ, નહિ, હરગિઝ નહિ ! હવે મારે શું ! અહા ! કેવો વખત હતો કે મારી સામે યઝદગુર્દે હુકમ આપ્યો કે મલેકાને મારા શયનગૃહમાં દાખલ કરો અને તેના પ્રેમીનુ માથું કાપી હાજર કરો. જો મારી કોશિશ એ વખતે કારગર ન થાત, જો ખુદા મારી દોઆ એ ટાણે કબૂલ ન કરત, જો મારી કીમતી તલવાર જલ્લાદની આંખ ઉપર લાલચના પડદા ન નાખી દેત, તો અત્યાર સુધીમાં મારાં હાડકાં ધૂળમા મળી ધૂળ બની ગયા હોત. મારો ખુદા મારી સાથે હતો, અને એવો ભાગ્યશાળી હતો કે હુ એ ઝાલિમના હાથે છુટકારો પામ્યો અને મોતના પંજામાથી છૂટયો. મને આશા નહોતી, એક શંકા સરખી પણ નહોતી, મને એ ખ્યાલ પણ નહોતો આવી શકતો કે અબીલા મને આમ એકદમ ભૂલી જશે. પણ જલ્લાદ જે પાછળથી મારો દોસ્ત બન્યો છે, અને હવે મુસલમાન છે તેણે બતાવી આપ્યું કે એ બેવફા યઝદગુર્દની પડખે બની ઠનીને બેઠી કહી રહી છે કેઃ "હું શહેનશાહની છું"!

મારે હવે એની સાથે શો સંબંધ ? જીવે, મરે, રહે, ન રહે, મુસલમાનોના હાથમાં આવે કે ઇરાનીઓ પાસે રહે, એમાં મને શું ! પણ, જે મોહબ્બત લાંબી મુદ્દત સુધી મારા દિલમા રહી તેની હુ કદર કરીશ. મોહબ્બતના આ વૃક્ષની ડાળીઓ મારા માથાથી પગ સુધી ફેલાઈ ગઈ છે. હું અબીલાને નહિ તેના ખ્યાલને, તેની સુરતને નહિ તેની યાદને મરવા નહિ દઉં. શું !

આથી વધુ હૃદયદ્રાવક જીગર-ખરાશ પ્રસંગ કોઇ આંખ જોઈ શકે કે જે જહાંદાર મારી કતલનો હુકમ આપે તેને પ્રેમ અર્પાય અને હું મારી આંખે જોઉં કે જે અબીલાએ ભાઇને બુરે હાલે મરવા દીધો અને બાપને નજરો નજર કતલ થતો જોયો, છતાં પવિત્રતાને ડાઘ લાગવા ન દીધો તે એમ કહે કે: "હું શહેનશાહની છું"!

ખુદા દુશ્મનને પણ એ વખત ન દેખાડે! મારૂં ચાલત તો હું બંનેને મોતને ઘાટ ઉતારત, પણ લાચાર હતો, મારી પાસે હથીયાર નહોતું. શું અબીલા એટલું પણ નહિ સમજતી હોય કે કોઇ કાળે મને પણ મોઢું બતાવવાનું છે! હું કહું છું કે બંનેને મારી નાખત. ખોટું! મારો હાથ તેના પર કેમ ઉઠત? તે મારા દિલમાં રહી છે અને હજુ પણ તે નહિં પણ તેનાં પગલાં મોજૂદ છે.

હવે હલૂલા પર હુમલો થવાનો છે. મને ખાત્રી છે કે અબીલા ત્યાં હશે. ફતેહ બાદ હું જ્યારે અબીલાને જોઇશ ત્યારે મારી કેવી હાલત થશે! હું હવે તેનું મો જોવા નથી માંગતો. બે દિવસની રજા લઈ માઝંદરાન ચાલ્યો જાઉં. જે હજુ સુધી મારા દિલમા વસી રહી છે, તેને મેં જ્યાં જોઇ તે મહેલને જોઉં, એ સડકને જોઉં, એ નદીને જોઉં, એ પહાડને જોઉં! પણ અફસોસ, મારા નફસની ખાતર કોમને છોડું અને લડાઈના મોકાપર ચાલ્યો જાઉં! નહિ, નહિ, હરગિઝ નહિ.

---

(૯)

ચાંદ ચમકશે અને ચાલ્યો જશે, સૂર્ય ઉગશે અને આથમી જશે પણ જે આફતાબ આજે તેરસો મદીના મુનવ્વરામા ઉગ્યો તેની મિસાલ મળનાર નથી. આ એ દિવસ છે જે ઇતિહાસ અને ઇસલામી દુનિયામાં અજોડ છે. આ એ દિવસ છે જેણે દુનિયાને ધણધણાવી દીધી અને ઇસલામની સચ્ચાઈ રૂયેઝમીનપર ચમકાવી દીધી. મસ્જીદે નબવીમાં અમીરૂલ મોઅમેનીન ખામોશ બેઠા છે અને જમણી ડાબી બાજુએ કેટલાય મુસલમાનો હાજર છે. થોડી વાર શાંત રહ્યા પછી આપે ફરમાવ્યું:-

"બેહરેશીરની ફતેહ પછી હવે અમારો હુમલો મદાયન પર છે. આ તે જગ્યા છે જે સદીઓ સુધી ઇરાની પાયતખ્ત રહી. મોટા મોટા નામાંકિત બાદશાહો એ ખાકથી ઉઠયા અને એજ ખાકમાં મળ્યા. નવશીરવાન, હોરમઝ, કેકોબાદ જેવા લોકો ત્યાંજ સૂતા છે. દુશ્મનો તે સ્થળે મરણિયા થઈ લડશે. આપણી ફોજ સંખ્યામાં નાની છે પણ રહેમતે ખુદા આપણી સાથે છે. તે ખાલી નહિ જાય. કેવા કેવા બહાદુર ઇસલામીઓ, જેમની પાક રૂહો અત્યારે જન્નતમાં ફરી રહી છે, તે વતનથી હજારો કોસ દૂર, પરદેશમા આરામ કરી રહ્યા છે. તેમનું મોત આપણી ફતેહનો ભેદ અને તેમની સહાદત આપણા વિજયનો ડંકો છે. દિલ ધડકી રહ્યું છે અને ખુદા સિવાય કોઈ આ નાજુક મોકાપર આપણી લાજ રાખનાર નથી. જેણે અત્યાર સુધી આપણને ફતેહ-યાબ કર્યા છે, તે આ વખતે પણ આપણી મદદ કરશે."

અમીરૂલ મોઅમેનીન આમ કહી રહ્યા હતા તેટલામાં સામેથી ઉંટોની હાર આવતી દેખાવા માડી, અને કાસદે આવી સલામ અલૈક કહી, મદાયનની ફતેહના શુભ સમાચાર સંભળાવ્યા. સાભળતાજ આપ સિજદામાં પડયા, ખુદાના શુકર ગુજાર્યા અને માલ વહેંચાવા માંડયો.

કેટલાકનો મત એવો થયો કે બધો અસબાબ બૈતુલ માલમાં જમા કરવો, પણ ફારૂકે આઝમે નિયમોને ન તોડતાં ઉદારતાથી વ્હેંચણી કરી.

એક ગાલીચો રજુ કરવામાં આવ્યો, જેમા હીરા અને જવાહેરાત લગાવવામાં આવ્યાં હતાં. એવી દરખાસ્ત થઇ કે અમીરૂલ મોઅમેનીનની સભામા આ ગાલીચો પાથરવામાં આવે, પણ વિચારવંત ખલીફાએ દરખાસ્ત નામંજૂર કરતાં કહ્યું કે:- "એ ગાલીચા પર બેસનાર, ખુદાના બંદાઓને ઇન્સાફ આપી શકે નહિ !"

ત્યારબાદ એ માનવંત બાનું હાજર થઇ, જે યઝદગુર્દની પુત્રી હતી. હઝાદી શહેરબાનુ સૌંદર્ય માટે વિખ્યાત હતી, અને તેણે પહેરેલ અમૂલ્ય શાક એ હુસ્નમાં વધારો કરતો હતો. શહેરબાનુ જોકે કેદ હતી તો પણ મતનાં ચિન્હો છુપાં રહેતાં નહોતાં. અરબોએ આ કીમતી પોશાક ઉતારી ા ચાહ્યું, પણ શહેરબાનુને એ વાત પસંદ ન પડી અને અમીરૂલ અમેનીનને કહ્યું કે:

"હું કેદ જરૂર છું, પણ એક એવી કોમના હાથમાં કે જેમનામાં કે રાય કે રંક વચ્ચે તફાવત નથી છતાં મરતબા માટે માન હોવા સાથે હમ્મદી સદાચાર છે. મને તાજુબી થાય છે કે ઇસલામ જેવા પવિત્ર ર્નિા પયરવો એવી ખાહિશ દર્શાવે છે કે અંગપરનો પોશાક ઉતારી ા! મારા દિલમાં ઇસલામની મોહબ્બત છે, હું તેની ખૂબીઓ સમજું છું ને મારૂં માનવું છે કે અસત્યપર સત્ય વિજય પામ્યો, પણ આરબોનું . કામ પ્રશંસનિય નથી."

અમીરૂલ મોઅમેનીને શહેરબાનુને દિલાસો દીધો અને કહ્યું કે 'જેવી ને તમારો દેહ જાહેરી જવાહેરોથી પ્રકાશી રહેલ છે, તેવીજ રીતે તમારૂં તઃકરણ નૂરે ઇસલામથી રોશન થયું છે. તમે અત્યાર સુધી દુનિયાનાં હજાદી હતાં, હવે તમને દીનના શાહજાદી બનાવું છું, અને તમારો ત એવા શખ્સને અર્પણ કરૂં છું કે જે જન્નતના સરદાર રસૂલુલ્લાહ (સ.) નવાસા અને ખાતૂને જન્નતના કલેજાના ટુકડા છે.

હવે ફર્શેબહાર લાવવામાં આવ્યો પણ જ્યારે માલમ પડયું કે એ માત્ર ાપાન –શરાબખોરી માટે જ છે ત્યારે અમીરૂલ મોઅમેનીનના હુકમથી ા ટુકડે ટુકડા કરી નાખવામા આવ્યા કે તે કદી મયખારીને સજીવન કરે.

જે લોકોને આજે જમાનાએ જંગલીઓના સરદાર, લુટારૂઓના ૫ક અને જુલ્મીઓના અગ્રેસર સાબિત કરી દીધા, સમયે મ પણ કહેવડાવ્યું કે ધર્માંધતા અને દ્વેષમાં બળીને બીજાઓ આક્ષેપો મેલનાર પોતેજ પૂરા ફિસાદખોર, આડંબરી, અને ાકાર છે. દુનિયાએ તેમની આખોને બતાવી આપ્યું કે મુલ્કોને બરબાદ કરનાર, કે ખુદાને બેગુનાહ ઝબેહ કરનાર, માસૂમોને કતલ અને ઓરતોને તારાજ નાર કોણછે! જેઓ અમીરૂલ મોઅમેનીનના આ કામને જંગલી કહે છે, પણ તેઓ વિચારે અને પોતાના પગ તરફ જોઇ ખયાલ કરે તો તેઓ

સમજી શકે કે ઇસલામના મહાન ખલીફાએ એક ઝાડને— રખેને મુસલમાનો તેની પુજા કરવા દોરાય—એ ખ્યાલથી જડમુળથી ઉખેડી ફેંકી દીધું. જેણે હજે અસવદને ચુમી એમ કહ્યું કે 'તુ એક પત્થર છે.' જેણે ખ્રિસ્તિ દેવળમાં એટલા માટે નમાઝ ન પઢી કે મુસલમાનો મારૂં અનુકરણ ન કરી બેસે. તે જો દારૂ પીવાની સામગ્રીને ફોડવું તો ઠીક બલ્કે બાળીને ભસ્મ કરત, તોપણ તે કૃત્ય વાજબી હતું. જે કોમના ખલીફા હુમલા પહેલાં ફોજને એવી આજ્ઞા આપી દે કે "વૃધ્ધો પર હાથ ન ઉઠાવજો, નબળાંઓ પર સદા દયા કરજો, લીલાં ઝાડ ન કાપજો અને ખુદાના બંદાઓને ઇજા ન કરજો." જે કોમ ખ્રિસ્તી દેવળનું માન પણ લગભગ મસ્જીદ જેટલું જાળવે છે—ખુદાની શાન છે કે—તેમને જંગલી કહેનારાઓ, જંગલીને પણ ન છાજે એવા અનર્થની આગ એવી રીતે વરસાવે છે કે જેની જ્વાળા જમીનને પાયમાલ કરે છે. ફતેહ પછી પહેલું કામ ધર્મનાં ધામોમાં પશુવૃત્તિ પોશવાનું થાય છે અને પછી નિર્દોષ બાળકો અને બુઢાઓનાં ગળા એવી બેદર્દીથી કપાય છે કે તેમના કલ્પાંતથી દુનિયા કંપી ઉઠે છે.



( ૧૦ )

મુસીબત ઝીલતા ઝીલતાં મુદ્દતો ગુજરી ગઇ. આ ત્રણે મહીના પણ એ ઉમેદમાં વિતાડયા કે કદાચ એ તસવીર ફરીને નજરે પડી જાય તો બધી વાત વિગતથી કહી દઉં. હાય! કેવા નાજુક વખતમાં તેની પ્યારી રૂહ મને જોઈ ગઇ! હું સુશોભિત વસ્ત્રો પહેરી યઝદગુર્દના શયનગૃહમાં બેઠી છું અને મારી ઝબાનથી એ શબ્દો નિકળી રહ્યા છે કે 'હુ શહેનશાહની છું!' જરૂર હતી, સમયસૂચકતા હતી, લાચારી હતી, ગમે તેમ હતું અને હોય, પણ પ્રાણ ઓવારનાર આશક—એ નિર્દોષ કતલ થનાર એવી સજાને લાયક નહોતો! મેં એવો જુલમ કર્યો કે જે એક ઇનસાન, એવો સિતમ ગુજાર્યો કે જે એક ઓરત, એવો ગજબ કર્યો જે એક ભલો માણસ કદી ન કરી શકે. મેં ઓરતની બેવફાઇની તસવીર, જાહી મોહબ્બતની છબી બતાવી આપી તે ઇનસાન હતો, મુસલમાન હતો, આશક હતો, સાચો હતો, તે બેગુનાહ કતલ અને બેખતા શહીદ થયો. તેને કોણ બતાવે અને આ સંદેશો સંભળાવે કે:

"બેગુનાહ કતલ થનાર હું બેગુનાહ છું."

"હુ હજુસુધી તારી છું અને છું ત્યાંસુધી તારીજ રહીશ."

યઝદગુર્દ-યઝદગુર્દનું તખ્ત, ઇરાન-ઇરાનની સલ્તનત, દુન્યિા-દુનિયાની હુકૂમત, તારી મોહબ્બતપર, તારી ઉલ્ફતપર, તારી સદાકતપર કુરબાન કરી દઉં, ફિદા કરૂં, નિસાર કરૂં. નિરૂપાય હતી, બીજો ઉપાય નહોતો; ગિરફતાર હતી, બીજી તદબીર નહોતી; લાચાર હતી, બીજો ઇલાજ નહોતો. તારી કબરની એમ કર્યા વિના ઝયારત કરવાનો બીજો માર્ગ નહોતો, તને મળવાનો બીજો ઇલાજ નહોતો. મેં ત્રણ મહીનાની મોહલત માગી હતી અને તે એ શરતે કે રોજ બે કલાક તારી પાસે બેસીશ, પણ દૂર; તારી આગળ રહીશ પણ અલગ. હુ હજી એજ છુ જે પહેલેથી હતી અને મારૂં હૃદય પણ એજ છે જે હમેશા રહ્યું છે. મારા વિષે ખોટો ખ્યાલ ન લાવ, નાખુશ ન થા, ખફા ન થા!

આવ જખ્મી! એકજ વખત, તારો ચહેરો ફકત બતાવ. બેગુનાહ! એકજવાર, એ તસવીર...

હાય! "મોહબ્બત નથી"!!!

"નહિ, નહિ, વ્હાલા! હું નિરૂપાય હતી!

"અબીલા તારી, તારી અને તારીજ છે!"

ત્રણ મહીનાની મોહલત પૂરી થઈ ગઇ, આજે છેલ્લો દિવસ છે. કાલે યઝદગુર્દ આવશે. હવે બચવું મુસ્કિલ છે. જૂલ્મીઓથી બચાવનાર તો જંગલમાં સૂતો છે હવે શું થશે? મુદ્દત પૂરી થઈ, બહાનાં કામ નહિ લાગે, પણ હવે જીંદગીની જરૂર શું છે? યઝદગુર્દ આવશેજ. બસ, મોત......!

ફુલોથી આચ્છાદિત કબરપર અબીલા બેઠી હતી. તે ઉઠી, સરહાને આવી અને બોલી:

"હું પંદર દિવસ અહીં રહી. સૂર્ય ચંદ્ર મારી આંખો આગળ પંદરવાર નિકળ્યા અને ડૂબ્યા, આસમાનનો પટ પંદરવાર તારાઓથી ઝગમગ્યો, પણ મારા હૃદયની કળી ક્ષણભર પણ ખીલી નહિ. હું હવે તારી પાસે આવી છું. ખુદા જાણે શું થશે! જો તું મળી જા, તો આ મોતપર હજારો જીંદગી કુરબાન"!!

એમ કહી અબીલાએ ખંજર કાઢ્યું અને કહ્યું·

"હા, હા, સાંભળ, મારા રકતના ટીપા તેના સીનાપર, મારી લાશ તેની ગોદમા, માર હાથ તેની ગરદનમાં......હે ખંજર! તું પંદર વર્ષ સુધી મારી કમરમા રહ્યું, આજ મારી દરખાસ્ત પૂરી કર!"

દુનિયા હતી પણ દુનિયાવાળા નહોતા, શહેર હતુ પણ વસનાર નહોતા. સનોબરનાં પત્તાં અત્યારે માઝંદરાનના આ ફુલની છેલ્લી ઘડીઓ જોઇ રહ્યા હતા અને આફતાબની જ્યોતિપૂર્ણ આંખો ઇરાનના આ ચન્દ્રનો લય જોવા થીજી રહી હતી. શાહજાદી કબરને ચુંબન દઇ ઉઠી, અને ખંજર ખેંચી પોતાનો અત આણવા જતી હતી કે તેટલામા પાછળથી કોઇએ હાથ પકડ્યો. તેણે પાછું ફરી જોયું અને પુછ્યું, "કોણ?"

આવનાર—"હરમુઝ-બરસનો વાલી'"

અબીલા—'શુ છે?'"

હરમુઝ—'ખંજર ફેકી દે!"

અબીલા—"કેમ?"

હરમુઝ—'હવે તેનું કામ નથી."

( ૧૧ )

મદાયનની હારથી ઇરાનીઓનો જીવ ઉડી ગયો હતો અને મુસલમાનોની ઉમેદ હતી કે આ વિજય લડાઇનો છેડો લાવશે; પણ હજુ ઇરાનીઓ સાવ હિમ્મત હારી ગયા નહોતા બલ્કે તેમનો જોશ વૃદ્ધિ પામી રહ્યો હતો. મદાયનથી ભાગી તેમણે હલૂલામાં મુકામ કર્યો. આ ન્હાનકડું શહેર બગદાદ પાસે ખુરાસાનના રસ્તા પર આવેલું છે. ત્યાં પહોંચી તેમણે મોટા પાયાપર લડાઇની તૈયારીઓ કરવા માંડી. રૂસ્તમનો ભાઇ ફરઝાદ, અહિંનો હાકિમ અને મશહુર યોધ્ધો હતો, તે મદાયનના યુદ્ધનો અંજામ સાંભળી સાપની માફક માથું ધુણાવવા લાગ્યો. તેણે આખા લશ્કરને એક સ્થળે ગોઠવી એવું જુસ્સાદાર ભાષણ આપ્યું કે જે લોકોએ મદાયનમાં યઝદગુર્દની કુમો છતાં પાછું વળી જોયું પણ નહોતું, તેમણે પ્રતિજ્ઞા લીધી કે દુશ્મન પાસેથી મદાયન પાછુ નહિ લઈ લઇએ ત્યાં સુધી ખાવું હરામ ! આ બંદોબસ્ત બાદ ફરઝાદે; શહેરની ચારે બાજુ ખાઇ ખોદાવી અને આવજાવના માર્ગ પર ગંધક પથરાવી દીધો.

મુસલમાનો મદાયનથી આગળ વધ્યા ત્યારે તેમને ખબર પડી કે ઇરાનીઓએ આવો બંદોબસ્ત કર્યો છે, અને પચાસ હજાર ઉપરાંત બહાદુરોએ સોગંદ ખાધા છે કે મયાદન પાછું ન લઇએ ત્યાં સુધી ખાવું પીવું હરામ છે. અમીરૂલ મોઅમેનીનની સલાહ લીધા વગર હુમલો કરી દેવો સાઅદને મુનાસિબ ન લાગ્યો, તેથી બધી કેફિયત વિગતવાર લખી મોકલી. મુસલમાનોની ફોજ ઇરાનીઓથી થોડી હતી અને ચાલુ લડાઇથી થાકી પણ ગઈ હતી. આથી અમીરૂલ મોઅમેનીને બાર હજારની ફોજ કુમકે રવાના કરી અને હુકમ મોકલ્યો કે અગ્રેના પર કઅનાઅ, જમણી બાજુએ મઅશર, ડાબીએ ઉમરૂ મુકર્રર થાય ! આ ફોજ હાશમની સરદારી હેઠળ રવાના થઇ. અને સવારને વખતે અહીં પહોંચી. લાંબો માર્ગ કાપી આવેલ હોઇ, તે દિન ત્યાંજ રોકાયા અને બીજા દિવસે કૂચ કરી.

હલૂલાનું યુદ્ધ, મુલ્કને દુશ્મનના હાથમાંથી છોડવવાની ઇરાનીઓની આખરી કોશિશ હતી. એક લાખથી વધુ લશ્કર મુકાબલા માટે ઉભું હતું અને બતાવી રહ્યું હતું કે જે કોમ જીવન બાળવવા કોશિશ કરે તેજ જીવવાને હકદાર છે. મુસલમાનોએ હલુલામા દાખલ થતાંજ શહેરને ઘેરો ઘાલ્યો પણ ઇરાનીઓએ જરાય પરવા ન કરી. રૈયત ઉપરાંત એક લાખનું સૈન્ય હતું છતાં ખોરાકનો સંગ્રહ એટલો હતો કે ઘેરો પાંચ વર્ષ ચાલે

તો પણ ભુખે મરવાનો વખત ન આવે ફરૂઝાદે ઘણીવાર બહાર નિકળવાનો ફસદ કર્યો પણ નૈતિક હાલત કે જેના પર પ્રજાનુ જીવન મરણ અવલંબે છે તે એટલી બગડી ગઇ હતી કે દુશ્મન માથે આવી ઉભા હતા, જાન બચવો મુશ્કેલ હતો, ખ્યાતિ ખતરામાં હતી, મુલ્ક ઘેરાયલ હતો, છતાં એશઆરામ ન છોડયો. વખતે વખતે બહાર નિકળતા, ઝપાઝપી થતી અને પાછા અંદર ઘુસી જતા. આમને આમ કરતાં મહીના નિકળી ગયા. છેવટે એક દિવસે અહીં મુસલમાનોએ જોહેરની નમાઝની સલામ ફેરવી અને ઇરાનીઓ શહેર બહાર નિકળી પડયા અને હુમલો કર્યો. મુસલમાનો જીવ દઇ લડયા, ફતેહની હિફાઝત અને હક્કની હિમાયતમાં જાન કુરબાન કર્યાં, પણ ઇરાનીઓનો હુમલો એવો સખત હતો કે કેમેય પાછા હઠતા નહોતા. સાંજ પડતા એવો વંટોળીયો આવ્યો કે મેદાનમા અંધારૂં થઇ ગયું. કેટલાક કહે છે કે હલુલાની લડાઇમા વંટોળીઓ મુસલમાનોને મદદ કર્તા ન થયો હોત તો ઇરાનીઓ હઠનાર નહોતા. અફસોસ આવી બડાઇ પર ! પણ તે વંટોળીઓ હતો કે તોફાન, આફત હતી કે મુસીબત ! જે હતુ તે બંને માટે હતું મુસલમાન પરદેશી રસ્તાથી અજાણ્યા, ભુલથી બેખબર હતા. ઇરાનીઓનાં તો ઘરબાર હતા, રસ્તાના જાણીતા હતા, મોસમની ખબર હતી. તે છતાં વંટોળીયો નડે તો ઇરાનીઓને કે મુસલમાનોને ? અંધારૂં થતાજ મુસલમાનોએ એવો હુમલો કર્યો કે ઇરાનીઓ ટક્કર ઝીલી શકયા નહિ. પાછળ હઠયા પણ ભટકી ગયા અને શહેરને બદલે ખાઇની તરફ જઇ પહોંચ્યા કે જે ડાકણની પેઠે મોહ ફાડી પડી હતી. અંદર પડવા માંડયા અને હજારો માણસો અંદર ખડકાયા પછી ખબર પડી કે આમ થયુ છે. તરત સાવધાન થયા અને ફર્યાં. મુસલમાનો બરાબર આગળ વધતા ગયા. ઇરાનીઓ કિલ્લાના દરવાજા અને શહેરના કોટની દિવાલ પાસે પગ જમાવી ઉભા હતા. એક ખુનરેજ લડાઇ થઇ. પહેલા તીરોનો મે પડયો અને બરછી ને ભાલાંનો વખત આવતામા તો દુશ્મનો લડતા લડતા કિલ્લાના દરવાજા સુધી પહોચી ગયા.

હવે ઇરાનીઓને ઉભું રહેવું ભારે થઇ પડયું તેઓ ભાગ્યા પણ જયાં જતા ત્યાં ગોખરૂથી લોહી લુહાણ થતા. હજારો કામ આવ્યા અને સેંકડો નાસી છુટયા અને છેવટે મુસલમાનો વિજયનાદ કરતા શહેરમાં દાખલ થયા. આ લડાઇએ યુદ્ધ પછી ત્રણ કરોડનો મજેલ_માલ મુસલમાનોને હવાલે કર્યો.

---

(૧૦)

સુર્ય અસ્ત પામ્યો. ખરમનો જીર્ણ થઇ ગએલ કિલ્લો, કયાનવંશીઓની જુની જાહોજલાલીનાં અને હરમુઝ મહેલની દિવાલો, વાલીએઅહદની બદનસીબીનાં શોકગીત ગાઇ રહેલ છે. ગરમી વધુ છે અને શાહીબાગમાં સરૂના તરૂવર પાસે મલેકા અબીલા સ્થીરપણે ખામોશ ઉભી છે. નજીકમાંજ હરમુઝ ઉશ્કેરાયલ હાલતમાં આમ તેમ ટહેલી રહ્યો છે. વિચારતાં વિચારતાં તે કહેવા લાગ્યો:—

"ફિલોકસે હમદાનને હમદાને તારા પ્રેમીને તારા પ્રેમીને યઝદગુર્દે અને યઝદગુર્દને મુસલમાનોએ મોત ભેગો કર્યો. તને મદદ કરનારા બધા મરણશરણ થયા અને સાથે ઇરાનની સલતનત પણ વિનાશ પામી. હવે કોઇ તારો ધણી થવાને લાયક હોય તો તે હુંજ છું. અફસોસ છે તારા વિચાર પર! મને તાજુબી થાય છે કે તું હજી આગલા સ્વપ્ન જોઇ રહી છે! આ સરજમીનમાં હવે મારા જેવો બીજો રાજા નહિ મળે કે જે તારા સૌંદર્યની કદર કરે અને મારી માફક તને મોતથી બચાવી આંખોમાં સ્થાન આપે"

અબીલા—"તેં મોતથી બચાવી એહસાન નહિં પણ જુલમ કર્યો હવે બહુ બહુ તો હું જે ચાહું છું તેજ તુ કરીશ!"

હરમુઝ—"પણ મારી માગણી સ્વીકારવામા તને શુ હરકત છે? તું બાકીની ઉંમર સુખ ચેનથી રહી શકીશ. તને ખબર નથી કે હું હવે મુસલમાનોની હિફાઝત હેઠળ છું અને તેમનો ભય હવે નથી રહ્યો! તારો પ્રેમી મરી (!) ગયો તેનો ખ્યાલ છોડ અને મારી સાથે રહે કે જેથી તારૂં જીંદગીભરનું દુ:ખ ભુલી જાં."

અબીલા—"મને ન તો જીન્દગીની જરૂર છે કે ન તો ઐશની. હું હવે મોતને મળવા આતુર છું જો મારા પ્રત્યે પ્રેમ હોય તો એટલો એહસાન કર કે જ્યાથી લાવ્યો ત્યા પહોચાડી કતલ કર!"

હરમુઝ—"હું તને કતલ કરવા નથી લાવ્યો પણ એટલા માટે લાવ્યો છું કે તું મારા જશનમા આવ. શું હુ તને ઇસ્લામી ફોજના એક મામુલી અફસરથી પણ હલકો લાગુ છું કે જેના પર તું એવી મોહાંધ થઇ પડી છે કે મરીને પણ તેની પાસે સુવા માગે છે?'

અબીલા—"અફસોસ તારા ઇશ્ક પર અને સદહજાર અફસોસ તારા ઇશકના દાવા પર! તું જાણે છે કે તે મારો મેહબુબ હતો અને છે. તું સમજે

છે કે હું તેના પર ગાડીતુર હતી અને છુ. છતા તેની નિંદા કરીને મારા હૃદયની લાગણીને ઠેસ લગાવે છે ! આ જીભે જે કહેવાયુ તે પત્થર પર કોતરાયા સમાન છે. તું કોણ માત્ર ! ફિલોકસ અને હમદાનની સામે, યઝદગુર્દની આગળ, કેદખાનામા, વધસ્થળમા, તલવારના છાયા નીચે જે કહી ચુકી છુ તે ફરી રહી છું અને જે કહી રહી છું તે કરી બતાવીશ." "હરમુઝ ! હું તેની જ છું અને તેની જ રહીશ !"

હરમુઝ—"તો હજી નથી ભોગવ્યુ તે ભોગવવું પડશે. જો તારી જીદ આટલુ છતાં નહિ પુરી થાય અને હઠ નહિ છુટે તો તેના નતીજા માટે તુ જવાબદાર ! સંકટથી, સતામણીથી બચવું હોય તો એ ધુતારાના ખ્યાલ છોડી દે. એ બદમાશ હતો, મુસલમાન થઇ જઇ જીવ બચાવ્યો હતો અને આખરે કતલ થયો."

અબીલા—" શું તને બરોબર ખબર છે કે તે મુસલમાન હતો ? "

હરમુઝ—" એ એક બરતી વંશનો માણસ હતો, જે રૂસ્તમની સાથે મુસલમાનોના મુકાબલામા બહાદુરી બતાવવા ગુયેબ ગયો, પણ ત્યા જઇ મુસલમાન થઇ ગયો અને મુસલમાનો સાથે મળી ગયો. મુસલમાનોની ફતેહોમા તેણે જે આગળ પડતુ કામ કર્યું તેના વખાણ ઇસલામી સિપેહ-સાલાર હમેશા કર્યા કરે છે ! "

અબીલા—" આ કામ તમને ન ગમતુ હોય તો તમે પણ મુસલમાન તો છો ! "

હરમુઝ—' હા, હું મુસલમાન છું, પણ એવો મુસલમાન કે મારૂ ચાલે તો મુસલમાનોનું નામોનિશાન રહેવા ન દઉં ! તે દિલથી મુસલમાન હતો અને જીવતો રહ્યો ત્યા સુધી રહ્યો. એમ કરી એ ધુતારો મુસલમાનોની મદદથી તને મેળવવા માગતો હતો."

અબીલા—" જે મરી ગએલ છે, તેને આવી રીતે યાદ કરવો એ બહાદુરી કે માણસાઇ નથી. હું લાચાર છું નહિતર બતાવી દેત કે ધુતારો એ છે કે તું ? "

હરમુઝ—" બસ કર ! મને ઓળખે છે ? મોટા મોટા અભિમાનીઓને મેં નીચુ જોવડાવ્યુ છે. યાદ રાખ, ઉમરભર રોઇશ ! "

અબીલા—" મારૂ આયુષ્ય પુરૂં થવા આવ્યું છે. મારે જીવવું નથી કે રોવાપણું ! "

હરમુઝ—હું તને જીવતી રાખીશ અને તે એવી દશામાં કે તુ પણ યાદ કરીશ !"

અબીલા—"ગમે તે મુશીબત ઝીલવા તૈયાર છું."

હરમુઝ—"હજી સંભળ ! રોઇશ ને પસ્તાઇશ."

અબીલા—'રોઇ ચુકી અને પસ્તાઇ ચુકી. તારાથી થાય તે કર."

શાહીબાગના ફળથી લચી ગયેલ વૃક્ષો હવાથી ઝુમી રહ્યાં હતાં અને ચંદ્રમા રાતની શાન્તિમા એકી રસે અબીલાની હાલત જોઇ રહ્યો હતો. હરમુઝે અબીલાનો હાથ પકડી ખેંચ્યો, પછાડી અને છાતીપર ચડી બેઠો, તેની આંખથી, મોહથી, શરીરથી ક્રોધ પ્રગટી રહ્યો હતો. તેણે ફરીને કહ્યું, "શું કહે છે ? બોલ, નહિતર હમણા તને આંધળી કરૂ છુ."

અબીલા-"તને કહી ચુકી..."

હરમુઝે આખમા કંઇ નાખ્યું અને એમ કહેતો નીચે ઉતર્યો "જો તારી નાલાયકીની સજા ! !"

અબીલા—"આખના હોવાની રાહત અને ન હોવાનો રંજ એ દમ સુધી હતો. હુ અત્યાર સુધી આંધળી હતી કે તેનો ચહેરો જોઇ શકતી નહોતી. હવે મારી આંખો ખુલી ગઇ કે તેની સુરત સિવાય બીજું કંઇ ભાળતી નથી."

હવે હરમુઝે એક માણસ તરફ ઇશારો કર્યો અને કહ્યું "આ અંધીને લઇ જાઓ ને કોહેસ્તાના શિખરપર નજરકેદ કરો !"

---

(૧૩)

શું મોહબ્બતનો અર્થ અને ઇશ્કનો નતિજો એજ છે કે ઇનસાન પોતાનું સ્વમાન અને લાગણી બધુ ધુળમા મેળવે! મને અબીલાની બેવફાઇનું યકીન નથી આવતું. મેં મારી આંખે જોયુ, મારે કાને સાભળ્યું, પણ દિલ હજી તેના તરફ દોડે છે અને આંખો તેને ખોળે છે. શું! હુ આંખોને રજા આપું? અબીલાને એકવાર ફરીને જોવાની દીલની આરઝુને ઘટીત સમજું? જે સ્ત્રી મોહબ્બતને આમ એકદમ ભૂલી જાય તે શું એટલો હક ધરાવે કે હુ તેને મારી સમજું? જેણે અત્યાર સુધીની ખિદમતને આટલી મહેનતનો એ બદલો દીધો કે શોખથી ને ખુશીથી બીજા આશકની પડખે ઉછરંગથી બેઠી, તેના વિષે એવી આશાઓ બાંધી શકું? ભલે, એ દોષિત ન હોય કેમકે તે પોતાના મનની મુખત્યાર છે. ભલે નિંદાને પાત્ર ન હોય કેમકે પ્રીય અને હસીન છે, પણ એટલી તો હકદાર નથી કે હસી ખુશીથી તેને દિલમાં જગા આપું. તે યઝદગુર્દની પાસે સુખી છે અને સુખી રહેશે. હવે મારી કોશીશ તેના એશમાં આડી આવે અને આશા ઉમેદો તેના ઉમંગમાં કંટકરૂપ બને! હું મરી જાઉં તો પણ હવે તેની તરફ ભુલથી પણ આંખ ઉઠાવીને નહિં જોઉં—હું બીજા જુઠા આશિકો અને સ્વાર્થીલા પ્રસંશકોની માફક તેને તકલીફ નહીં દઉં. પણ હુ કેવો બેગયરત હું કે મારૂં પુરદર્દ દિલ આ જુલમ અને આ સિતમ છતા પણ એ બેવફાઇ ભુલી જઇ તેની હમદર્દી તરફ દોરાઇ જાય છે! આ અર્ધી રાતનો વખત છે. આંખો નફસના બંદાઓની માફક સુવા અને બંધ કરવા માટે નથી પણ મોહબ્બતના રાજ્યમાં માત્ર રોવા અને હસવા માટે છે. યઝદગુર્દ અને અબીલા બને જાગી રહ્યાં હશે અને બનેની આંખો એકબીજાને જોઇ રસપાન કરી રહી હશે જે સૌંદર્યની બહાર ચાલી ગઇ, જે સુરતનો આનંદ ઉડી ગયો તેમા હવે શુ રહ્યું? કછુ નહિ! પણ અબીલાનો પ્રેમ મારાથી કંઇ આશા રાખે છે. તે નહિ તેનો ઇશ્ક કે જેનો હું દાવો કરૂં છું, તે નહિ તેની મોહબ્બત કે જે મેં જાહેર કરી હતી, તે આ દેહપર જેમાં એજ આગલું દિલ છે, આજ હસ્તી પર જેમા એજ ઝબાન છે, હક ધરાવે છે. મારે તેની સાથે સંબંધ ન હોય, પણ તેની યાદ તો છે અને રહેશે. હું તેને નહિ, તેના કદમોને નહિ પણ તેનાં પગલાને, તેને નહીં તેની આંખોને નહિ પણ તેણે જોએલ ફુલોને, તેને નહિ તેની સુરતને નહિ પણ જે જમીન પર તે ચાલી તેને ચુમીશ, માથે રાખીશ, આંખે લગાવીશ. તે બેવફા હતી પણ તેનો ખયાલ બાવફા છે. તે બીજાની હતી, પણ તેનો ખયા

મારો છે. એ જીંદગીભરની મહેમાન મારી સાથે રહેશે. તેણે જુલમ કર્યો, સિતમ ગુજાર્યો છતા તેની છબી મારી આંખોમાં, તેના એહસાન મારા દીલમાં છે અને રહેશે. ભુલ મારી હતી, ખતા મારી, કસુર મારી જ! તે એજ હતી, હું પણ હુંજ છું. મારે મારા તરફ જોવું જોઇતું હતું, મારી સ્થિતિ પર નજર નાખવી જોઇતી હતી. તેની સુરત, ચાલ, હકુમત જોઇ વિચારવું જોઇતું હતું. તેણે જે કર્યું તે વાજબીજ કર્યું–તે શાહજાદી હતી રાજ્યની મલેકા હતી

મારો ભેદ કદાચ ખુલી ગયો! સાઅદની વાતચિતથી, કઅનાઅની મશ્કરીથી, હાશમની ટકોર ઉપરથી જણાય છે કે ગમે તે રીતે, કોણ જાણે કેમ કરતાં મારા મનની હાલત વિષે ત્રણેને શંકા જરૂર થઇ છે! તેઓ પુછે છે, સવાલ કર્યા કરે છે, વાત કઢાવવા માગે છે. કહી દઉં? તેઓ મારૂં કામ કરશે...! પણ નહિ, વ્હાલાંના વતન પર હુમલો–એટલી ખુના–મરકી! નહિ, નહિ, એ મોહબ્બતનું કામ નથી, એમાં ઇનસાફ નથી. "અબીલા તું જ્યાં હો ત્યા સુખી રહે"

---

(૧૪)

પહાડની અખંડ હાર જે પર અબીલાને રાખવામા આવી હતી તે દુર સુધી ફેલાયલી છે. કસ્દ કરે છે કે ઉપરથી પડી તકલીફથી છુટકારો અને મુસીબતથી મુક્તિ મેળવું, પણ કોઇ એવી જગા જોઇ શકતી નથી. એક તરફ જઇ રહી છે. અહીં તહીં હાથ ફેરવી રહી છે કે કોઈ પડવાની જગ્યા મળી જાય, પણ મળતી નથી. ત્રણ દિવસ થયાં પાણીનું ટીપું કે અનાજનો દાણો મોંમાં નથી ગયો. કપડાં જોયાં હોય તો મેલા ને ચીથરેહાલ, ચહેરો પડી ગયેલ અને વાળ વિખરાયેલ પડયા છે. ચાલતાં ચાલતાં એક ઝાડના થડીયા સાથે એવી અથડાઈ કે માથું પકડી બેસી ગઇ. નબળાઇ બેહદ વધી ગઇ હતી, ચક્કર આવ્યા, પડી અને કેટલીય વાર એજ હાલમા પડી રહી અને એમ કહી ઉઠી:

– "આંખો હજી એ અમાનતની હિફાઝત કરી રહી છે કે જે મેહબુબની માલેકીની છે; એવું ન થાય કે હરમુઝ કોઈ નવી આફત લાવે!"

તે ચાલી અને ચાલ્યે ગઇ. ન તો રાતની પરવા હતી કે ન તો દિવસની ખબર. ન તો ભુખ લાગતી હતી કે ન તો નિદ્રા આવતી હતી. અલબત્તુ તરસ બહુ લાગી હતી. ઝરાનો અવાજ કાને આવતો હતો પણ આંખો ત્યા જવાને કાબેલ નહોતી. સવારનો સોહામણો વખત હતો, મધુર કંઠના પક્ષિઓ સુંદર ગાન ગાતા હતા કે એક તરફથી ઝરાનો અવાજ આવ્યો. તે બેતાબ બની તે તરફ ગઇ. પત્થર કાંકરા લાગી લાગીને સેજેપર રહેનાર પગ આરા થઇ ગયા હતા, તે પગ ફેરવતી પાણી પાસે પહોચી અને પાણી પીવાનો ઇરાદો કર્યો. તે સાથેજ ખયાલ આવ્યો કે હવે જીંદગીની કંઈ જરૂર નથી; આ ઝરામા ડુબીનેજ દુનિયાથી ફારેગ થાઉં. મન મક્કમ કર્યું અને કુદી પડી પણ ઝરો પગ ડુબે એટલોય નહોતો. તે નિકળી, ઉભી થઇ અને કઇ વિચારતી હતી કે એક અવાજ કાને પડયો.

"આંધળી ઓરત! કયા જાય છે?"

તે ડરી, ગભરાઈ અને બ્હીતા બ્હીતા પુછયું "કોણ!"

શખ્સ—"હું ગમે તે હોઉં પણ તું કોણ છે અને કયા જાય છે?

અબીલા—"હું આંધળી છુ. અહીં પાણી પીવા આવી હતી."

શખ્સ—"સબર, હુ તને મદદ દઉં."

ઉપરા ઉપરી આઘાત અને સંકટથી દિલ નબળું પડી ગયું હતું. રોશનીથી મેહરૂમ આંખોમાથી 'મદદ' નુ નામ સાભળતાજ દડદડ આંસુ

નીકળી આવ્યા અને બોલી.–"જો તમ સાચુ બોલતા હો, અને દિલમાં દગો ન હોય તો મને પહાડને કિનારે પહોચાડી પછી જાઓ."

શખ્સ—"હું મુસલમાન છું અને મુસલમાન કદી જુઠું નહિ બોલે. શિકારે નિકળ્યો હતો તે અહિં આવી ચડ્યો. કિનારે પહોચાડવાનું કારણ બતાવ તો લઇ જાઉં."

ઇશ્કની લાગણી, મોહબ્બતની કમાલ હતી કે મુસલમાનનું નામ કાને પડતાજ એક ચીસ મારી, 'મારા મમ...દિ...' કહી જમીનપર પડી.

શિકારીને તાજુબી થઇ, તે અજાયબીમા પડ્યો કે આ શું! અબીલાની આખમાથી આસુ ટપટપ નિકળી રહ્યાં હતાં. તે કહેવા લાગી. 'મુસલમાન છો? શું તમે ઇસલામી સૈન્યના માણસ છો?"

મુસલમાન—"હા, હું મુસલમાનોની ફોજનો એક અફસર છું."

અબીલા—"મને તમને કહેવાનો કંઇ હક નથી અને એક અજાણી ઓરત માટે તકલીફ ઉઠાવવાનું કારણ નથી. પણ મારૂં દિલ દેખાડું તો તમને રહેમ આવશે. હું એક બદનસીબ સ્ત્રી ગદગદિત થઇ એકજ યાચના કરૂં છું કે મને માઝંદરાનની સડકપર ચડાવી દો. હું એમ નથી કહેતી કે ત્યાં સુધી પહોચડી દો, એમ નથી માગતી કે મને ખાવાનું દો, એ તકલીફ નથી દેતી કે મને તેડી લો. હું જાતે ચાલીશ, મારો હાથ ઝાલવાની જરૂર નથી, તમારો પગરવ સાભળીને પાછળ પાછળ ચાલી આવીશ અને તમારી સહાયથી જ્યા મારો મસઉદ સુતો છે ત્યાં પહોચી જઇશ."

મુસલમાન—"કોણ મસઉદ! અમારો કાસદ–અફસર!"

અબીલા—"હા"

મુસલમાન—"તે તો હયાત છે! હુ તેના વિષે વધુ નથી જાણતો, પણ એટલી ખબર છે કે તે કોઇના પ્રેમમા ગિરફતાર હતો અને જ્યારે માઝદરાનમા યઝદગુર્દે તેની કતલનો હુકમ આપ્યો ત્યારે પોતાની અમુલ્ય તલવાર જલ્લાદને આપી પોતે છુટી ગયો."

આખા શરીરમા જાણે વિદ્યુત પ્રવાહ પ્રસરી ગયો હોય, તેમ એક ચીસ મારી અને ત્રણ વખત મસઉદ! મસઉદ! મસઉદ! કહી ધરણીપર પડી.

હોશમાં આવતાં ફરી બોલી; "કેવી કમનસીબ! એવા મોકાપર બેભાન થઇ પડી કે સુખસમાચાર પણ ન પુછી શકી!"

મુસલમાન—"હું અહીજ છું."

અબીલા—"મારી પાસે આવો, તમારો હાથ દો, એ હાથમાં મસઉદના હાથ મળ્યા હશે!" મુસલમાને પોતાનો હાથ લબાવ્યો. અબીલાએ કિનારે ... અને ચીસ મારી પાછી બેહોશ થઇ પડી.

(૧૫)

દિવસના દશ બજ્યા હશે. સાઅદ હસુલાના વિશાળ મેદાનમાં એક ઝાડ નીચે બેસી કંઇ ઉંડો વિચાર કરી રહ્યા છે. એટલામાં સામેથી ફોજનો એક દસ્તો આવતો દેખાયો. આશ્ચર્ય પામ્યા! થોડેક ગયા તો માલુમ પડ્યું કે મુસલમાનોજ છે. અસઅદ બિન તુલહા ઘોડાપરથી ઉતરી સામે આવ્યા અને કહ્યું:

"ખુદાના ફઝલથી લગભગ આખો ઇરાક આપણા હાથ નીચે છે. એક હલવાન બાકી છે. સિવાસપર પણ હમણાં આપણો કબજો થઇ જશે. ઇન્શાઅલ્લાહોતઆલા! આપણી શકિત કરતાં આપણને ખુદાની કૃપાપર ભરૂસો વધુ છે અને તેના વાએદાપર યકીન છે. પણ એમ કહેવું ગુનોહ નથી–અને તે તમારી સામે કહી શકીએ છીએ, અમીરૂલ મોઅમેનીન આગળ કહી શકીએ છીએ કે ઇરાકની ફતેહ કાંઇ ખાવાનો નવાલો નહોતો. બરાબરીયા ભાઇ, કલેજાના ટુકડા, અને આંખોના તારાને આ ખાકમાં સુવડાવી તે પર કબજો કર્યો છે. કદમ કદમપર કુરબાનીઓ આપી છે અને ખુણે ખુણામાં ખુન આપ્યું છે. રાત્રિની ઉંઘ ગુમાવી, દિન અને દિવસનું ચેન જતું કરી. આ રાતો જોઇ શકયા છીએ કે ઇરાકમા ઇસલામી વાવટો ફરકે છે. આ ભોગ એટલા માટે નથી આપ્યો કે મુનાફેકો ઇસલામી ફોજની દેહશતથી દિલમાં કપટ અને આંખમાં ઝેર રાખી ઇસલામ કબુલ કરી લીએ અને અંદરખાનેથી જાનના દુશ્મન અને ખુનના પ્યાસા બને!"

સાઅદ—'સરઝમીને ઇરાકની રજેરેજ અને વૃક્ષોનાં પત્તેપત્તાં, મૃત્યુ પામેલાઓ ખુદાને ત્યાં અને જીવતાઓ દુનિયામા, અમારા કથનના સત્યની સાક્ષી પુરશે કે અમે આ મુલ્ક કેવી રીતે ફતેહ કર્યો. અમારી તલવાર કયાય અને કયારેય સમજાવટની સંપુર્ણ કોશીશ પહેલા મિયાન બહાર નથી નિકળી. અમે ઇનસાફનો, ઇમાનનો, ઇનસાનિયતનો ત્યાગ કોઇ પણ લડાઇમા નથી કર્યો. અમે કોઇ કોમને, કોઇ લોક સમુહને, કે કોઇપણ વ્યક્તિને ઇસલામ સ્વીકારવા ફરજ નથી પાડી અને હરેક ઠેકાણે હરેક વખતે ઇસલામના આમંત્રણની સાથે જઝિયાનો સંદેશો સંભળાવ્યો છે, જે હક્કાનિયતની તાકત અને ઇસલામની ફઝીલતની સાબિતી છે. મુસલમાનોએ હમેશ યાદ રાખવાનું છે કે જ્યાસુધી ઇસલામનો મુકદ્દસ તાજ તેમના માથે ઝગમગી રહ્યો છે, ત્યાસુધી તેઓ પૃથ્વીની કોઇપણ શક્તિ, કોઇપણ હુકુમતને પગે કેવી

શકે છે. જો કોઇ મેલા મનનો ઢોંગી મુનાફિક, સ્વાર્થ સાધવા મુસલમાન થાય તો તે સમજપર અફસોસ, તેની મુખોઇપર લાનત! બોલો, શુ થયુ છે અને શું કહેવા માગો છો?"

સાઅદ—"બરસનો વાલી હુરમુઝ જેણે આપણા માટે ઘણો સામાન એકઠો કર્યો હતો અને મુસલમાન થઈ ગએલ હોવાનો દાવો કરતો હતો, તે પાખંડી નિવડયો છે. તે માત્ર જઝિયાથી મુક્ત થઇ જવા માગતો હતો.

તે પહેલાંના જેવોજ મુશરિક અને બેદીન છે. શરાબ પીએ છે, સ્વચ્છંદે વર્તે છે અને કાલેજ તેણે અમારા એક ભાઇને કતલ કરી નાખ્યો. તે બીચારો તેને મુસલમાન સમજી ત્યા ગયો હતો અને નમાઝ પઢી હતી. મેં જઇને તેને પુછ્યું તો તેણે ધુરકીને એવો તિરસ્કારયુક્ત જવાબ આપ્યો કે બદનમાં આગ લાગી ગઇ. મે તેને કહ્યું કે તું મુસલમાન થઇ દારૂડીયો થાય છે એ ઠીક નથી. એથી તે લાલચોળ થઇ ગયો અને હું ચાલ્યો આવ્યો ન હોત તો મને પણ કતલ કરત."

સાઅદ—"મને આની કાંઇ ખબર નહોતી. જો આ વાત સાચી હોય તો તે પોતાના અપકૃત્યોની સજા વ્હેલી મેળવશે. અમે કોઇને પરાણે મુસલમાન થવા નથી કહેતા, પણ મુસલમાન થઇ કાફર રહેવું એ એક મહા પાપ છે"



( ૧૬ )

"મારામાં હજુ એટલી શક્તિ છે કે તને આ દશાએ પહોંચાડયા પછી પણ બરસની શાહીજાદી બનાવું. તેં તારી ભુલનું પરિણામ અને અણસમજનો અંજામ જોઇ લીધો. હવે મારા કરારની સચ્ચાઇ અને વાએદાની વિશ્વાસપાત્રતા પણ જો! અને હજુ પણ હઠીલાઈ કરી તો યાદ રાખ કે આથી પણ વધુ રૂસવા કરીશ! તું જાણે છે કે મસઉદ હયાત છે, તેને ખબર છે કે તું અહીં છે અને આવી ખરાબ હાલતમા પડી છે. તે બધું જાણે છે, પણ તે હમદર્દી બતાવવાની ખાતર પણ તારી પાસે આવતો નથી. દિલથી નહિ તો દુનિયાને દેખાડવાને પણ બે વાતો કરી જતો નથી. તારા જાણવામા નહિ હોય, પણ હું જાણું છું કે જ્યારે શિકારીએ તારૂં દાસ્તાન તેને કહી સભળાવ્યું ત્યારે તે ખડખડ હસી પડયો અને કહ્યું: 'ભાઇ, એ પણ એક વખત હતો! હવે ખુદા મને એ બલાથી બચાવે!' જે માણસને તારૂં નામ લેવું પણ નથી ગમતુ, તેનો વિચાર મનમાથી ન કાઢી નાખ તો તારાથી વધુ ભાગ્યહીણ સ્ત્રી જગતમા કોણ હશે ? તને આ સાંભળીને વધુ તાજુબી થશે કે હુ તને પરાણે અહીં લાવ્યો અને તારા માટે ભલામણ કરી, પણ એક છોકરૂ ચુડેલનું નામ સાંભળી નાસે તેમ તે ભાગી ગયો! અને તારૂં નામ પણ પોતાની આગળ ન લેવા કસ્તિજા કરી!"

અમીલા—"તેનુ કહેવું સાચુ, તેનો ખયાલ વાજબી તે કદી મારા આભારતળે નથી આવ્યો, તેથી ઉલ્ટું, મારી ગરદન તેના એહસાનોથી નમી ગએલી છે. તે વખતે હું સૌંદર્યવાન પણ હતી, હવે નથી. તેને પરાણે મારો ચહેરો બતાવવો એ જુલમજ કહેવાય. તે જો મારાથી ભાગે તો એ કુદરતી છે. તમે મારૂં મોહ બનાવી તેને દુઃખ દીધુ–તેમા ભલે તમારી નેક નિય્યતી હોય–પણ તે દસ્તુરે મોહબ્બતથી ખિલાફ છે. મારામા હવે શું છે કે મસઉદ મારી તરફ જુએ ?"

"હા! તેણે જે એહસાન મારાપર કર્યો તેનો બદલો વાળવો એ મારી ફરજ છે તેની સુરત કરતા તેની નેકીની હુ વધુ ઘાયલ છું. મોત સિવાય એ સાકળથી મારાથી છુટી શકાય નહિ. મારો ચહેરો જોવા તે નારાજ હોય તો પણ એ વાજબી છે–મારામા હવે શુ છે કે મસઉદ મારી તરફ જુએ!"

અમીલા જે ( તેના ધારવા પ્રમાણે ) કહેવું જોઇએ તે કહી રહી હતી; પણ જ્યારે છેલ્લુ વાકય ફરીને તેની ઝબાનપર આવ્યુ ત્યારે મસઉદ હયાત

હોવાનું સાંભળી જે બધી આશાઓ સજીવન થઇ હતી તે નાઉમેદીમા બદલાઇ ગઇ. તેણે આંખો બંધ કરી લીધી અને કહેવા લાગીઃ—

"હરમુઝ! તે જે કરે તે યોગ્ય છે. તેનો ઇનકાર ઘટિત; પણ તારો આભાર માનું છુ કે હવે આગલી મોહતાજી નથી રહી. હવે આ આંખોમા તેના સિવાય કંઇ નથી. તે મારા દિલમા છે, મારી અંખોમાં છે, મારી પાસે છે, મારી સામે છે. હરમુઝ! જે કદી નહોતુ મળ્યું, તે મળી ગયુ છે. જે માટે હું હમેશા આતુર રહેતી તે પહાડપર હાથ આવી ગયું. તેની તસવીર આંખોમા રાખી બંધ કરૂ છું. તે દિવસે, બપોરે. સવારે, સાંજે, હરવખત અને હરઘડી મારી સામે મોજુદ છે. બસ, હરમુઝ! જા, ચાલ્યો જા, દુર થા! મારા વિચારોમા વચ્ચે ન પડ, મારી મગ્નતાનો ભંગ ન કર, જે ખ્યાલમાં ડુબેલી છુ, તેમા ખલલ ન નાખ.'

હરમુઝ––"મને તારી હાલતપર રહમ આવે છે, તારો ચહેરો જોઇ દયા આવે છે. તારી અક્કલ ઠેકાણે નથી. તું દીવાની થઇ ગઇ છો—જવાની ને ખાકમાં મેળવી રહી છો અને જે તારો નથી તેને પોતાનો સમજી રહી છો. ઉઠ, ઉભી થા, મારીસાથે ચાલ!"

શમીલા––"હું આ ઘેલછામા ખુશી અને તેના ખ્યાલમા મસ્ત છું. મને ન તો મહેલની જરૂર છે કે ન તો શહેરની. હું અહી ખુશીમા છું. કાંઇ જોઇ શકતી નથી પણ બધુ સાંભળું છું. પાદડા મારા ખોળામાંપડે છે, ડાળીઓ મારા માથે હાથ ફેરવે છે, હવા મારી ગોદમાં ઝુલે છે, વાદળાં મારા માથાપર ગર્જે છે, પક્ષિઓ મારી આગળ ગાય છે. હરમુઝ! આ બધાં મારી આંખોને મસરૂર બતાવી આપે છે. હરમુઝ! મને માફ કર, જા!'

(૧૭)

આ મારો આખરી વખત છે. મદાયનની લડાઇમાં જે તીર મને સીનામાં લાગ્યું તે કાતિલ હતુ. મેં તેને મામુલી સમજી કંઇ સંભાળ ન લીધી, જખમ વધતો ગયો અને હવે જીવવાની ઉમેદ નથી રહી. હકીમ કાઇ કરી શકે તેમ નથી; પણ હું ખુશનસીબ છું કે ખુદાની રાહમાં શહીદ થાઉં છું. તમે જાણો છો કે હુ અનેક દેવપુજક કોમમા જનમ્યો, પણ મુસલમાન મરૂં છું. મને મારા મુકદ્દર પર અભિમાન આવે છે અને હુ મગરૂર છું કે દુનિયાને બદલે દીન કમાયો અને જીંદગી સમર્પણ કરી અમરતા પ્રાપ્ત કરી. ઇસલામના સ્વીકાર પહેલાં મેં અસંખ્ય ગુનાહ કર્યાં છે, અગણિત ભુલો કરી છે. મારૂં કોઇ કામ, મારો કોઇ કોલ, મારી કોઇ ઘડી સારી નથી ગઇ. નાસ્તિકતા કે શિર્ક તો એક બાજુ રહ્યા, પણ મારો ધંધોજ પાપી હતો. યઝદગુર્દના દરબારનો હું જલ્લાદ હતો. કોણ જાણે કેટલી ગરદનો વિના વાંકે ઉડાડી હશે અને કેટલાં મનુષ્યોને કતલ કર્યાં હશે. આજે એ બધા બોજો મારા માથે છે, પણ હું મારા આ બધા ગુનાહો અને કુકર્મોને કંઇ વિસાતમા નથી ગણતો. મને યકીન છે કે ખુદા એ સૌ માફ કરશે. તેની દયા અપાર છે... પણ એક ગુનોહ એવો ગુનોહ છે, એક જુલમ એવો જુલમ છે કે જેના ખ્યાલથી હું હજી કંપી ઉઠુ છું, ધ્રુજી જાઉં છુ. હજુ મારી જીભ છુટી છે અને કામ કરી શકે છે, મારૂં મગજ ઠેકાણે છે. કહેતા શરમ આવે છે પણ સાથે અઝાબે ઇલાહી નજર આગળ તરી આવે છે. બોલતા જીભ ઉપડતી નથી પણ મારે જરૂર ખુદા આગળ જવાબ દેવો પડશે. મે કેટલી વાર નિશ્ચય કર્યો અને કસુર માફ કરાવવા કોશિશ કરી પણ જીભ ન ઉપડી, એટલી હિમ્મત ન આવી, પણ હવે લાચાર છું, સંભળાવી દીધા વિના છુટકારો નથી. એ કસુર મસઊદ, તમારો! એ વિશ્વાસઘાત મસઊદ તમારો! એ જુલમ તમારી પ્રિયા—એ સિતમ તમારી પ્યારી મલેકા અબીલા પર કર્યો છે!

યઝદગુર્દે જે વખતે તમારી કતલનો હુકમ આપ્યો, તે પહેલાં બે બીજા માણસોને ગરદન મારવાની આજ્ઞા આપી હતી. તમે તમારી અમુલ્ય તલવાર મને આપી જીવ બચાવ્યો અને મેં બીજાનું લોહીમાં રગદોળાએલું માથું બાદશાહ અને મલેકાને બતાવી દીધુ, પણ મને હમેશ એજ ડર રહ્યા કરતો હતો કે શાહને ખબર પડી ગઇ તો આખા ઘરને ઘાણીમા પીલાવશે. મસઊદ! આજે કહું છું કે અબીલા એક એવી સ્ત્રી છે કે તેના દામન પર ફરિશ્તા પણ નમાઝ પડે. તે અત્યારે નથી, પણ સાચી વાત એ છે કે

માઝદરાને એક એવી બાળકી ઉત્પન્ન કરી કે જેની જોડ ઇરાન આખામાં નહિ મળે. તેણે બાદશાહને તુચ્છકારી, શાહની માગણીને તિરસ્કારી કાઢી અને અસ્મત-શિયળને માટે જાનની પરવા ન કરી. શાહ તેના સ્વભાવથી વાકેફ હતો અને જાણતો હતો કે આમા જબરદસ્તીથી કાંઇ નહિ વળે. તેણે દરબારીઓને લાલચ આપી કે જો કોઇ રીતે અબીલાને રિઝવી લેવાય તો હું એ મનાવનારને ઇનામ ઇકરામથી માલામાલ કરી દઉં. જ્યારે બધી કોશિશ વ્યર્થ ગઇ ત્યારે મેં મલેકાને ત્રણ મહીનાની મોહલત એવી શરતે અપાવી કે તે જાહેરી વાતોથી મીઠું મીઠું બોલી બાદશાહને ખુશી રાખે. મલેકા અબીલાની મોહબ્બતને કોણ સમજી શકે છે! તેણે માત્ર એટલા ખાતર આ શરત મંજુર કરી કે રોજ એક બે કલાક પોતાના પ્રેમીની કબર પર એકલા આવી શકાય. થોડા દિવસ આમને આમ ગયા અને શાહની હાલત દિવસે દિવસે ખરાબ થતી ગઇ, ત્યારે મેં મલેકાને વચન આપ્યું કે તે ન્હાઇ ધોઇ, સારા વસ્ત્રો પહેરી, માત્ર એકજ કલાક માટે યઝદગર્દના શયન ગૃહમા બેસે અને બાદશાહ તેને હાથ નહિં લગાડે, તો હું તેને તેના મેહબુબનો ચહેરો બતાવી શકું છું. મોહબ્બતની મારી પ્રેમઘેલીએ મારી તજવીજ મંજુર કરી આ તે દિવસ છે, જે દિન મેં તમને કહ્યું કે મલેકા બાદશાહ પર ગાંડીતુર થઇ ગઇ છે અને તેની સાથે મોજ માણે છે, અને તમને ત્યાં લઇ જઇ એ દૃશ્ય દેખાડયું. હું ડરૂં છું અને ખુદાને ગવાહ રાખી કહું છું કે મલેકા અબીલા પાકદામન છે. મને ખબર નથી કે તે હવે કયા છે, પણ તે એક એવી પવિત્ર સ્ત્રી છે કે ઇરાન તેના માટે હમેશ મગરૂર રહેશે.”

મસઊદ આ સાંભળી ખામોશ ઉઠયો અને બહાર આવ્યો તો માથે કાળી રાત્રી હતી અને ચમકદાર તારાઓ આકાશના ખોળામા સુતા હતા. બે ઘડી ગુપચુપ ઉભો અને પછી ચીસ મારી બોલી ઉઠયો “આવ, મારી સામે આવ! બે ગુનાહ મલેકા, સામે આવ! તું ઇનસાન નહિં, પણ ફરિશ્તા સિફત છે, ઓરત નહિ પણ હુર છે! હુ ઇનસાન નહિ પણ પત્થર, મર્દ નહિ પણ જાનવર છું! તું પવિત્રતાની દેવી અને વફાદારીની તસવીર! હું દગાનું પુતળું અને ફરેબનો નમુનો.

શરીર કંપી રહ્યું હતું અને હાથ પગ થરથરી રહ્યા હતા. તે ફરીને બોલ્યોઃ

“આવ, મારી સામે આવ! મારી બેગુનાહ અબીલા! આવ!” આટલું બોલી જમીન પર પડી બેહોશ થઇ ગયો.



(૧૮)

ફ્રાહેસબાના શિખર પર જ્યાં અબીલા પોતાનાઃ અધાપા કે વિયોગ નહિ, પણ મેહબુબના ખ્યાલનો વિલાપ કરી રહી છે. ત્યાં રાત પુરી થ આવી હતી ત્યારે એક માણસે આવી આ પ્રમાણે કહ્યું:—

"બસરાના વાલીએ પોતાની શાહી ઇનાયતથી તારે શું કરવું છે તે નિર્ણય કરવાને આખા દિવસની મોહલત આપી છે. આજે રાતે સાલગ્રે જશન છે અને તારે આવવુંજ પડશે. જો તેમ કરવા રાજી હો તો, ત આખો પણ સારી કરી દેવામાં આવશે, નહિતર જે આગ રાજાને સળગ રહી છે તે જબરાઇના છાંટાથી ઠંડી થશે. તુ સાંભળીને ખુશી થઇશ તારા માટે એક લાખ દિરમનો પોશાક બનાવવામા આવ્યો છે અને સુર્યો થતાની સાથે શાહી ફોજની એક ખાસ ટુકડી આવી તને રાજદરબારમાં જશે."

પેગામ લાવનારો પોતાના અન્નદાતાનો સંદેશો સંભળાવતા તો સ ળાવી ગયો, પણ અબીલાની હાલત જોઈ તેનું હૃદય કપાઇ રહ્યું હતું. જોયું કે જે ચંદ્રના કિરણો ઇરાન આખાને પ્રકાશિત કરી રહ્યા હતાં કેવા ગ્રહણમાં આવેલ છે' જેની આંખોમાં વિજળી હતી, તે આજે અ કારમાં ગોથા ખાય છે' જેના રાજ્યનો ડંકો દુર દુર સુધી વાગી રહ્યો તે અત્યારે નિરાધાર હાલતમાં પહાડના પાણાપર માથું ઠેકવી ઉભી છે!

મલેકાએ થોડો વિચાર કરી કહ્યું

"તમારા પર હરમુઝના નિમકનો હક બેશક છે, પણ વિચારો તો દુ મઝલુમનો હક પણ થોડો ઘણો છે. જો કામ આવો તો એક કામ ર હું તમને કાંઈ બદલો દઈ શકતી નથી, મુફલિસ છું, પણ ઇનસાનિ તમારા સદવર્તન માટે તમને નમન કરશે."

પેયામબર—"કહો, શું કામ છે?"

અબીલા—"કોઈ પણ રીતે જુલ્મીના જુલમથી બચાવો."

પેયામબર—"અશક્ય છે, તેની આખ બગડી છે.

અબીલા—"મુસલમાનોનો પડાવ અહીંથી કેટલે છેટે છે? મારો સં પહોંચાડી દેશો?"

પેયામબર—"મુશ્કિલ કામ છે, પણ બની શકે..."

અબીલા—"જો તમને દયા આવતી હોય તો એટલી તકલીફ ઉઠાવી એ કામ કરો. તમારી ભલાઇનો બદલો હું નહિ દઇ શકું પણ દુનિયા દેશે."
"ખુદા આપશે."

પેયામબર—"લખી આપો તો પહોંચાડું, મોઢે નહિ!"

અબીલા—"અહીં સાહી ખડીઓ નથી."

પેયામબર—"હું શું કરૂં?!"

અબીલા—"ઝાડનું મોટું જોઇને એક પાદડું અને એક પાતળી ડાખળી તોડી આપો. સિપેહસાલારનું નામ શુ?

પેયામબર અજાયબીમાં પડયો હતો કે આ શું કરશે અને કેવી રીતે લખશે! તેણે પાન અને ડાખળી લાવી આપી અને કહ્યું, "સિપેહસાલારનું નામ સાઅદ.' અબીલાએ એક અણીદાર પત્થર ઉપાડી હાથમા ઘોંચી લોહી કાઢયું અને લખ્યુ:

' મુસલમાનોના રક્ષિત મુલ્કમા આજ રાત્રે, એક અંધ અને લાવારસ સ્ત્રીના શિયળનો બરસના વાલી હરમુઝના હાથે ભંગ થશે. જે થવાનું હશે તે થઇ જશે, પણ કાલે એક મહાન શકિત આગળ મારો હાથ હશે અને સાઅદનો દામન! ઇસલામ જો મઝલુમોની સહાય કરવા કહેતો હોય તો હું મદદ યાચું છું. આ વાતની ખબર સિપેહસાલાર સિવાય કોઇને થવી ન જોઇએ."

દિવસનો મોટો ભાગ અબીલાએ આ જ ચિંતામા ગાળ્યો. હરમુઝના પેયામ કરતા વધુ દુખ તેને એ ખયાલથી થતુ હતું કે કયાક મસઉદના જાણવામાં આ વાત આવી જશે તો તેને પણ આવવાની તકલીફ થશે. આજ વિચારવમળમા હતી કે પેયામબર આવ્યો અને કહ્યું:

"અફસોસ! તુ બેનસીબ છે. મેં જેહમત ઉઠાવી પણ વ્યર્થ. મુસલમાનોનું લશ્કર કુચ કરી ચુકયું હતું. તો પણ મેં તારૂં પાદડું સાઅદ પાસે ભાગતા જતા એક સાંઢણી સવારને આપી દીધુ છે.

# ખંડ ત્રીજો.



## ( ૧ )

બપોરે જ્યારે આસમાન જમીન આતશકદ-એ-એહરામ બની ગયાં હતાં અને હવા આગની જવાળાઓ ઓકી રહી હતી ત્યારે મુસલમાનોનું લશ્કર ઘોડા દોડાવતુ હલવાનની તરફ જઇ રહ્યું હતુ. તલવાર-તલવારનાં મિયાન, બદન-બદનના કપડા, ઘોડા-ઘોડાના જીન પ્રત્યેક વસ્તુ તપી રહી છે. હવા સળગતા તમાચા સ્વારોના મોઢાપર મારી રહી છે, લૂ ધગધગતા અંગારા અંગપર ફેકી રહી છે, પણ આ ઇસલામી શરવીરોની ઝડપમા ફેર પડતો નથી. અર્ધો માર્ગ કાપી આ લશ્કર સીલ મુકામે પહોચ્યું તેટલામાં બે કાસદ-એક આગળથી અને એક પાછળથી-આવતા દેખાયા. સામેથી આવનાર કાસદે આવી કહ્યુ.—

" આ મુલ્કની હુકૂમતના હકદાર શહેનશાહ યઝદગુર્દની તરફથી, લૂટમાર કરી આ દેશ પર કબજો કરનાર આ સેનાના સિપેહસાલારને જણાવવામા આવે છે કે અત્યાર સુધી અમારી હાર અમારીજ ભુલ હતી. પણ અમે કોણ છીએ તે હવે તમને બતાવી આપીશું. દુશ્મનના હાડકા અમે કેમ ચાવીએ છીએ તે દેખાડી દેશુ. તમારો શિકાર કરવા આવેલી અમારી બે લાખની ફોજ હલવાનમા તમારા ખુનની પ્યાસી બની બેઠી છે. એ લોકો સ્યાવક્ષ અને કૈકોબાદના નામને અમર રાખનારાઓ છે. તમે પરદેશી છો, માટે અમે તમને કહી દઇએ છીએ કે જ્યાંથી આવ્યા ત્યા પાછા ચાલ્યા જાઓ' તેમાજ તમારુ શ્રેય છે. યાદ રાખો કે જે જમીન તમે ચાલાકીથી લીધી છે, તે એમ સહેલાઇથી તમારી પાસે રહેનાર નથી. અમારા બાપદાદાઓના હાડ એ ભૂમિમા દટાયા છે, અમારી જનનીઓ અને બહેનો એ ખાકમા આરામ કરી રહી છે. અમે અમારા પ્રાણ આપી, માથાં વઢાવી, એ જમીન તમારી પાસેથી પાછી લઇશું."

સાઅદ—"અમે બેશક લૂટમાર કરનારા હતા, પણ હવે નથી. અત્યારે અમે ખુદાએ બરહક્કના પેયામ પહોચાડનારા, વિશ્વપ્રેમ તરફ તમોને બોલાવનારા, તમે લોકોને સુમાર્ગ બતાવનારા અને એહકામે ઇલાહી સંભળાવનારા છીએ. અમે હમેશા પહેલેથી તમોને સમજાવટ કરીએ છીએ. તમે જોતા હશો કે લડાઇના મેદાનમા, અમે સંખ્યા નાની છે કે મોટી તેની પરવા કરતા નથી. જ્યા સુધી અમારી નિય્યત નેક, અમારો કસદ સારો અને

કોશિશ સાચી હશે, ત્યાં સુધી અમે ફતેહમંદ થઇશું. તમારી સાથે બે લાખની ફોજ હો કે બાર લાખની–અમારી પાસે ઐશ્વરી સહાય અને વચન છે. જો અમે ક્યાંય હારીએ તો તેમા અમારો વાંક–અમારીજ કોઇ ભૂલનો એ અંજામ! અમારો અકીદો એ છે કે જ્યાં સુધી કોઇ કોમ પોતાની હાલત પોતે ન બદલે ત્યા સુધી ખુદા નથી બદલતો. અમે અમારી હાલત સુધારી રહ્યા છીએ અને અમને વિશ્વાસ છે કે ન્હાનાને મોટા પર વિજય આપનાર અમારી સાથે છે. તમે જો ઇસલામ કબૂલ કરો તો અમારા ભાઇ છો અને અમે તમને દરેક રીતે મદદગાર થવા તૈયાર છીએ. જો ઇન્કાર હોય તો રક્ષણ અને લશ્કરી સેવાના બદલામાં થોડો જઝીયો આપો અને ઇસલામની હિફાઝત હેઠળ રહો, નહિંતર મેદાને પડી નાના મોટાનો નિર્ણય કરો.

આટલામા લશ્કરની પાછળ રહી ગએલ મુસલમાનોનો પોતાનો કાસદ આવી પહોંચ્યો અને 'સલામ અલયક' કહી લોહીથી લખેલ એક પેયામ આપ્યો.

એ વાંચતાંજ સાઅદે કઅકાઅ તરફ જોયું અને કહ્યું:—

"તમે 'બિસ્મિલ્લાહ' કરો અને લશ્કરને લઇ જાઓ. હું બરસ જાઉં છું. શરણે આવેલ ઇલાકાઓના લોકો હવે આપણી રૈયત છે. શરીફોની શરાફત અને ઓરતોની અસમત–પવિત્રતાનું રક્ષણ કરવું એ હવે ઇસલામની ફર્ઝ છે. બરસમા એક નિરાધાર ઇનસાનપર મુસીબત ગુજરે છે અને જો હુ વખતસર નહિં પહોંચું અને જુલ્મીઓ તેનું જરજવાહિર લુંટી લેશે તો તેની જવાબદારી મારાપર આવી પડશે. ખુદાની રૂબરૂ મારૂં બ્હાનું કામ નહિં આવે."

ગુસ્સાથી સાઅદનો ચહેરો લાલચોળ થઇ ગયો હતો અને આંખોમા લોહી ચડી આવ્યું હતુ. સેનાધ્યક્ષની આ કેફીયત જોઇ ફોજ સન્નાટામાં પડી ગઇ. કઅકાએ પાસે આવી કહ્યું, "કોઇ પણ કામમા સલાહ લેવી સારી છે. સિપેહસાલારે એકલા જવું ઉચિત નથી. એક ટુકડી સાથે લઇ જાઓ અને બધી હકીકતથી વાકેફ કરો કે સૌને ખબર પડે.

સાઅદ—"હું એમાંથી કાંઇ કરી શકતો નથી. તેમ થઇ શકે તેમ હોત તો મને કાઇ વાંધો નહોતો પણ સંદેશામાં પહેલી શરત એ લખી છે કે એ બીનાની કોઇને ખબર પડવી ન જોઇએ. નચિંત રહો! હું કાલે આવી તમને મળીશ."

કઅકાઅ—" એમ હોય તો લાચાર છીએ, પણ બીજા કોઇને નહિં તો મસઊદને સાથે લેતા જાઓ. તે રસ્તાથી વાકેફ અને એ લોકોના મામલાનો જાણકાર છે."

સાઅદ—" પણ તેમ કરતા શરત તુટે છે. ખુદાના ફઝલ પર ભરૂસો રાખો."

કઅકાઅ—" જેવી આજ્ઞા, પણ તમે નહિં આવો ત્યાં સુધી લડાઇ' રાર નહિ કરીએ."

સાઅદ—" લડાઇ કોઈ એક માણસની નથી કે એક જણ જાય એટલે બંધ રહે!! તમે તમારી ફરજ બજાવો હું મારૂં કામ કરૂં છું."

કઅકાએ આંખો નીચે કરી લીધી. લશ્કર ખામોશ હતું કે સાઅદે બુલંદ અવાજે કહ્યું " ફી અમાનુલ્લાહ " અને ઘોડાને તબડાવ્યો. જોત જોતામા સિપેહસાલાર અદ્રષ્ય થયો. હવે કઅકાએ લશ્કરને કૂચનો હુકમ આપ્યો અને મુસલમાનો અલ્લાહનુ નામ લેતા રવાના થયા.



( ૨ )

"મારાથી વધુ સંગદિલ, વધુ જુલ્મી કોણ હશે? મેં મોહબ્બતને બદનામ, અને ઉલ્ફતને રૂસવા કરી. હું એજ છું કે જેણે એ ખુશરંગ ફુલને પગ નીચે કચર્યું. જમીન-જમીનની રજેરજ જે મને જોઈ રહી છે, આસમાન-આસમાનનો જે ભાગ મને જોઇ રહ્યો છે તે મારા પર નફરત કરી રહેલ છે. શરમ મને ડુબાડી રહી છે. દિલ બળી બળીને કોયલો થઇ ગયું. વિયોગ કાંઇ ઓછો નહોતો-તેમાં આ જુલમ, આ સિતમ' આહ' એ કયાં હશે ?! કેવી હાલતમા હશે! નજર આવે તો જોઉં, કુરબાન થાઉં, જાન નિસાર કરૂં'

ઘણી શોધી, બધે જોયું, ખુણે ખુણો ખોળ્યો પણ નથી મળતી. માત્ર એટલુંજ અરમાન છે, એટલીજ આરઝુ છે, એટલીજ ઇચ્છા છે કે એક વખત, હાય! એકજ વખત દુરથી એ ચહેરો....

આ પહાડ છે, કયા નિકળી આવ્યો' અહીં કયાં' સાંજ થવા આવી, હવે પાછો જાઉં. કાલે હુમલો છે. કદાચ મોત મને આ દુઃખમાંથી મુકત કરાવે. પણ હું એટલો ખુશનસીબ કયાંથી! આત્મઘાતથી ગુનાહ ન થતો હોત તો આ કોહેસરના ઉપરથી નીચે પડી ખતમ થાત...મલેકા! આવ, નજરે આવ',,

હવાએ આ અવાજ અબીલાને કાને પહોંચાડયો. રોતી રોતી ઉઠી, અને અવાજ આવ્યો તે તરફ દોડી પણ તે સાથે વિચાર આવ્યો કે, શું' મને જોઇ હવે મસઉદ ખુશી થશે' તે ઉભી રહી ગઇ, પણ અવાજ એવો અસરકારક હતો કે ત્યાંજ તડફડવા લાગી. કોઈ શબ્દ સમજાયો નહિં, પણ અવાજ તો મસઊદનો હતો.

બેતાબ થઈ ગઇ, દિલ રોકવા ઘણુ કર્યું પણ નિષ્ફળ નિવડી. તે ઉભી થઇ, ચાલી અને ચીસ મારી બોલી "મસઊદ! તને જોવા હું અશકત છું, એકવાર ફરીને અવાજ સંભળાવી દે."

પણ હવે કંઇ નહોતું. ન તો અવાજ હતો, ન તો અવાજવાળો હતો. -એક ચીસ મારી "મસઉદ! એક વાર ફરીને અવાજ સંભળાવી દે'" કહીને નીચે પડી.

સૂર્યાસ્ત થવાને ભાગ્યેજ એક કલાકની વાર હશે કે તે ભાનમાં આવી, ઉઠી. આંખો કામ કરતી નહોતી, પણ એજ તરફ મોંહ ફેરવી ઉભી થઇ કે કદાચ એક વખત માટે આંખો રોશન થાય! અથવા તો એક વાર ફરીને એ અવાજ સંભળાય.

આમ ઉભી હતી તેટલામા કોઇએ કહ્યું: " તારી મુસીબતની હદ થઈ! તારા કષ્ટ આજે ટળશે. બરસના વાલીના હુકમથી તારી આંખો પાછી સારી કરવામા આવશે. ચાલ, ચશ્મા પર ચાલ. ન્હાઇને વાલીએ મોકલેલ આ કીમતી પોશાક પહેરી, જશને સાલગ્રેહમાં ચાલ. "

અબીલા-"જો તમારામાં દયા હોય, ઇનસાનિયત હોય, તો મારા વિચારોમા ખલલ ન કરો. મારી ગુમ થએલ દોલત, મારો જૂદો પડેલ મિત્ર-મારો પ્રેમી મને લાબી મુદતે પાછો મળ્યો છે. આ વખત જુલમનો નથી, રહમનો છે; સિતમનો નથી કરમનો છે!"

પેયામ્બર-" ચાલ, ઝરા પર ચાલ' વાલી રાહ જુએ છે."

આનો કાઇ જવાબ ન મળ્યો, તે ખામોશ થઇ બેસી ગઇ.

પેયામ્બર-"જો જવાબ નથી દેતી તો ચાલ, અમારી સાથે. અમને આજ્ઞા આપવામા આવી છે!"

અબીલા હજુ ચુપચુપ બેઠી હતી. જબરદસ્તીએ ચાર આદમીઓએ તેને ઉપાડી, પહાડ ઉપરથી નીચે લાવ્યા અને ઘોડા ઉપર બેસાડી રસ્તો લીધો.



( ૩ )

મુસલમાનોનું લશ્કર હલવાનથી બે મઝિલ જેટલે આવ્યું તેટલામાં દુશ્મનોની મોટી ફોજ નજરે પડી. આખુ મેદાન ઇરાની યોદ્ધાઓથી ભરાઇ ગયું હતું અને જ્યા નજર જાય ત્યા લડવૈયાઓજ નજરે પડતા હતા. કઅ-કાએ થોભવાનો હુકમ આપ્યો અને એજ મેદાનમા ડેરા નાખ્યા. હજુ દમ લેવા પામ્યા નહોતા કે યઝદગુર્દે લડાઇ શરૂ કરી દીધી અને તીરનો વર-સાદ એવો વરસાવ્યો કે મુસલમાનો પરેશાન થઇ ગયા. ઇરાનીઓ તીરોની આડમા આગળ વધી રહ્યા હતા. જ્યારે કઅકાએ જોયું કે દુશ્મન માથે આવી પહોચેલ છે અને મુસલમાનો હજી મુંઝવણમા પડયા છે, ત્યારે તેણે બુલંદ અવાજે કહ્યું:–" જે ભૂમિમા તમે ઇસ્લામનો સદેશ લઇ આવ્યા અને જેના હરેક ભાગ પર તમે રસુલે અકરમનો સિક્કો જમાવ્યો તેમા હવે કાંઈ દમ નથી, મદાયનના શેર કે ફુરાતના નીર તમારી સદાકત આગળ પાણી થઇ ગયા. આ પ્રસંગ એજ જવહરો બતાવવાનો છે. તમે સખતમા સખત મુસીબતો ઉઠાવીને અને વ્હાલાઓની કુરબાનીઓ ચઢાવીને, ઇસ્લામનો બોલ બાલા કર્યો છે. જો એક કદમ પણ પાછા હટયા તો જે કમાયા છો તે ખોઇ બેસશો. દુશ્મન સામે અને શિકાર આખ આગળ છે. આવો, બિસ્મિલ્લાહ કરો."

આટલુ કહી કઅકાએ પહેલી તલવાર એવા જોરથી એક યોદ્ધાને મારી કે તે ટુકડા થઈ નીચે પડયો. હવે શુ હોય ! મુસલમાનો જોશમા આવી ગયા અને આફતાબ ગુરૂબ થયો ત્યા સુધી એવી તલવાર ચાલી કે મેદાને જગમા લોહીની નીકો ચાલવા લાગી. મુસલમાનોએ હજાર જોશ બતાવ્યો અને કઅકાએ લાખ જોશ દેખાડયા પણ ઇરાનીઓએ અડગ પગે લડવામા બાકી ન રાખી. હલવાનના મેદાનમા ઇરાની સૈન્ય કીડીઓ માફક ઉભરાઈ રહ્યુ હતુ. છેવટે રાત્રિએ કાળાશનો પડદો નાખી બને પક્ષને શાંત કર્યા.

યઝદગુર્દને આજે લડાઇનો રંગ જોઈ ખાત્રી થઇ ગઇ કે ઇરાની ફોજ જો આવીજ દૃઢતાથી મુકાબલો કરશે તો મુસલમાનો સામે ઉભા રહી શક-વાના નથી ! તેણે પોતાના બહાદુરોને સામે બોલાવીને એવું જોશીલુ ભાષણ કર્યું કે તેમના દિલ ઉશ્કેરાઇ ગયા અને કહેવા લાગ્યા કે, હવે અમે સવાર સુધી રાહ જોઈ શકતા નથી. રજા આપો તો અત્યારેને અત્યારે સૂતા પડેલાઓની સારવાર કરી લઈએ !

યઝદગુર્દે આ સૂચના પસદ કરી અને ઇરાનીઓએ અર્ધ રાત્રે ઓચિતો છાપો માર્યો.

ઇરાકે અરબની તમામ ફતેહોમા દુશ્મનો તરફથીજ પહેલો વાર પડયો હતો. એક તો રસ્તામા થાકી ગયા હતા અને લડી લડીને આ મેદાનમાં બેખબર પડયા સૂતા હતા કે ઇરાનીઓએ હાથ સાફ કરવો શરૂ કર્યો. દોઢસો મુસલમાનો આવી રીતે શહીદ થઇ ગયા હશે કે કઅકાએ તકબીર બુલંદ કરી અને તે એવા જોરેશોરથી કે ફોજ ગભરાઇ ઉઠી ' જોયું તો દુશ્મન બરાબર હાથ મારી રહ્યો છે ' ઝટપટ હથીયાર લઈ મુકાબલો શરૂ કર્યો. રાત્ત અંધારી હતી અને કઅકાઅને કાંઇ ખબર નહોતી કે શું થયું ! જ્યારે આફતાબે આ દ્રષ્ય નિહાળવા આંખ ખોલી ત્યારે માલમ પડયું કે ઇરાની-ઓએ અંધારામાં પોતાની ફોજનો પણ ખૂબ ખુર્દો કાઢયો હતો. યઝદગુર્દ આ જોઇ બાબો થઈ ગયો: જો કે ઇરાનીઓની હિંમત હજુ જેવીને તેવીજ હતી અને તેઓ ઇસલામી સૈન્યમાં ઘુસી દિલેરીથી લડી રહ્યા હતા, તો પણ યઝદગુર્દે ફોજને પાછી બોલાવી લીધી, અને લડાઇ આ વખતે મોકૂફ થઇ.



## ( ૪ )

હરમુઝનો મહેલ, ફુલોની ખુશ્બોથી, દીપકોના પ્રકાશથી, રેશમના ફર્શથી, કિનખાબના જર્રીન પડદાઓથી, ઇરાની વાજીંત્રોના સુરીલા નાદથી, શદાદના બહિશ્ત સમાન બની ગયો હતો. એક રત્નજડિત તખ્તપર હરમુઝ કીંમતી ખિલ્અત પહેરી, માથે તાજ રાખી; શરાબના ઘેનમાં હજૂરીઆઓને જરજવાહીર આપી ઇનામ વહેંચી રહ્યો છે. ઉમરાવો વર્ષગાંઠનો ઉત્સવ ઉજવી રહ્યા છે. હરમુઝ અબીલાની ઇન્તેજારમાં બેકરાર થઇ રહ્યો છે. જ્યારે વધુ વખત થયો ત્યારે તે કહેવા લાગ્યો: "હજુ ન આવી! શું આખી ટુકડી ત્યા જઇને મરી ગઇ!!"

આ વાક્ય પુરૂં થયું તેટલામાં તો અબીલા ગંદાં કપડાં પહેરી અંદર આવી. હરમુઝ તેને જોતાંજ ઉભો થયો અને કહ્યું. "મેં તમો લોકોને કહ્યું હતુ કે લેબાસ બદલાવવા આપજો!"

સરદાર—"સરકાર, અમે ઘણું કહ્યું પણ માન્યું નહિ."

હરમુઝ—"સારૂં, આ બીજા ઓરડામા લઇ જાઓ."

અબીલા અને હરમુઝ આ પ્રકાશિત ખંડમાં એકલાં હતાં. બહાર પહેરો અને અંદર આ પ્રમાણે વાતચિત થઇ રહી હતી.

હરમુઝ—"આવ, પહેલા તારી આંખો રોશન કરૂં કે તું હુસ્નની બહાર જોઇ શકે અને તને ખબર પડે કે તું એક એવા પુરૂષની પડખે બેસીશ કે જેનાથી વધુ દેખાવડો આ મુલ્કમા કોઇ નથી."

અબીલા—"તારૂ મુખ જોવા, અંધ આંખોમાં તેજ આવવા કરતા રોશન આંખો તેજહીણ થાય એ બેહતર છે!"

હરમુઝ—"શું હજુ તારા વિચારો એજ છે? આટલું થયા છતા શું તું નથી બદલી?"

અબીલા—"મુસીબત એ પ્રેમીની યાદમાં રાહત છે."

હરમુઝ—"તું તારી હઠ છોડ! જે દેહપર અમુલ્ય પોશાક અને તાજેશાહી રહેતો તે પર જો, કે અત્યારે જૂનાં મેલા ચીંથરાં છે! તોપણ મનોહર મલેકા! તું હજી અદ્દસમ ચમકી રહી છે! મારી પાસે આવ અને મારી આગ ઠંડી કર. તું બરસની માલિક, બરસનો વાલી તારો ગુલામ! લે, તારી આંખો રોશન કરૂં."

અબીલા—"જુલ્મી ! તારા નાપાક હાથ દૂર રાખ. હુ મુસીબતથી તારી ઝલીલ ખાહિશ પૂરી કરૂં એ સ્વપ્નેય ખ્યાલ ન કરજે."

હરમુઝ—"જો માણસાઇથી તારા વજ્રસમ હૃદયપર અસર નહિંજ થાય, તો હું પશુ પણ થઇ શકું છું. સીધી આગળીયે ઘી નહિં નિકળે તો વાકી આગળી કરતા મને આવડે છે ! હું આજે મારી ઇચ્છા પૂરી કર્યા વિના છોડવાનો નથી. આજે બરસમા આનંદ આનંદ છાઇ ગયો છે. બરસ આજ રાતે બરસ નથી-નવશીરવાનના મહેલ પણ તેના આગળ શરમાય છે."

અબીલા—"તારી ખુશી તને મુબારક થાઓ. મારે વચ્ચે પડવાની જરૂર નથી. જો તુ જાનવર બનીશ તો યાદ રાખ, કે મારી આખો ખોટી થઇ જાઇ છે, પણ જે દિલે ઇજ્જતની ખાતર બાપ અને ભાઇને કુરબાન કર્યા તે હજુ મારા સીનામા છે. મારા હાથ હજુ તુજ સરખા હેવાનને પાસે ન આવવા દે તેવા છે."

હરમુઝ—"સભાળીને બોલ, અબીલા, સમજ, બેવકૂફ !"

અબીલા—"સમજી ચુકી છુ અને સભાળીનેજ બોલું છું, પણ તને વિનવું છુ કે મને છોડી દે. હરમુઝ ! મારૂં દિલ જખ્મી છે, તે પર મીઠુ ન છાટ. ગુસ્સાને દાબી દેવો એ ઇન્તેકામથી બેહતર છે. તારો જોશ, જેણે તને દીવાનો બનાવ્યો છે, એ ખુલ્લી હેવાનીયત છે. ઇનિસાન છો-ઇનસાન બન. હુ પણ ઇનિસાન છુ. જવા દે કે જયા સુધી જીવું ત્યા સુધી તારો એહસાન અને મસઊદની મોહબ્બત હમેશાં મારા દિલમાં કાયમ રહે."

હરમુઝ—"હું મર્દ છું ને એક સલ્તનતપર હુકૂમત કરી રહ્યો છુ. એવી આશા ન રાખ કે હું તારા ફરેબમા આવી તને જતી કરૂં !"

હવે હરમુઝે શરાબનો પ્યાલો પીધો અને અબીલાનો હાથ પકડી, તેને ઘસડી પોતાની પાસે બેસાડી કહ્યું. 'પ્યારી અબીલા, આ સુરત પર રહમ કર. એ મોહબ્બતને કાબિલ નથી, પરસ્તિશને લાયક છે.

અબીલા—હટ, દૂર હટ ! મને હાથ ન લગાવ !

અબીલાના બંને હાથ ગરદનની પાછળ મરડાયલા હરમુઝના એક હાથમા હતા અને બીજો તેની ડોકમાં હતો.

હરમુઝ—"તને આ વખતે બચાવનાર કોઇ નથી !"

અબીલા—"આસમાનના તારા મારી બેબસી અને તારો જુલમ, આ ખંડની હવા મારી લાચારી અને તારો સિતમ જોઇ રહેલ છે. હું જાણું છું કે મને તારા પંજામાથી બચાવનાર ઇનસાન અહીં કોઇ નથી:

પણ રહમ, હરમુઝ રહમ કર' ઝાલિમ, રહમ કર!" હરમુઝનો જોશ વધુ પ્રદિપ્ત થયો. તેણે બીજો હાથ પણ અબીલાની ગરદનમાં નાખ્યો.

હવે અબીલાએ મોટેથી ચીસ મારી: "આસમાન, મારી મદદ કર, ઝમીન, મને આ જુલ્મીથી બચાવ! છે કોઇ ઇનસાન જે મારૂં રક્ષણ કરે!"

"તું નિડર રહે, ખુદા તારૂં રક્ષણ કરે!"

એક નાગી તલવાર રોશનીમાં ચમકી અને મજબૂર શબ્દો ઓરડામાં એવા ગુંજ્યા કે તે સાથેજ એક શખ્સ અંદર દાખલ થયો.

હરમુઝ કોઇને આવેલ જોઇ રાતોપીળો થઇ ગયો. જુએ છે તો ઇસ્લામી સેનાઓનો વડો સેનાધ્યક્ષ તેના માથે ઉભો છે.

હરમુઝની નિગાહ નીચી હતી, બદન થરથર કંપી રહ્યું હતું. સાઅદ તેનો હાથ પકડી તેને બહાર લાવ્યા, રસીથી મુશ્કેટાટ બાંધ્યો અને સાથે લીધો.

સ્ત્રીની તપાસ કરી તો તે જડી નહિ. ચારે તરફ જોયું, માણસો દોડાવ્યાં, પોતે તપાસ કરી, પણ મલેકા અબીલાનો ફરી પત્તો ન મળ્યો કે તે ક્યાં ગઇ!



(૫)

"મારી આરઝુ માત્ર એટલીજ છે કે ફરીને એકવાર અવાજ જ સાભળું —એકવાર ઇસલામી સૈન્યમા પહોંચી જાઉં. જોઇ તો શકતી નથી, પણ...હા, બોલતાં સાંભળી શકુ. તેની બેદરકારી વાજબીછે મસઊદને મજબૂર કરવાનો મને કંઇ હક નથી. હા, તેની કૃપાથી અવાજ જ સાભળી લઉં તો એજ મારો આદેશ. ખુદા જાણે દિન છે કે રાત, રસ્તો છે કે જંગલ! કાલે જે કાંટો લાગ્યો હતો તે કદાચ પાકી ગયો છે, હવે ચલાતું નથી. ઘુંટણીયાભર ચાલું છું. ભૂખ તરસ તો ગઇ. કોને પૂછું મુસલમાનોનુ લશ્કર કયા છે! પણ નહિ, મસઊદને મારૂં નામ સાભળી દુઃખ થશે. હુ કેટલી સંગદિલ છુ! મારી આરઝુ પૂરી કરૂં અને તેને દુઃખ દઉં! તે સુખી હશે, સુખી રહે, હુ કેમ દિલ દુખાવું?

"ઓ, ભાઇ રસ્તે જનાર! અંધ અનાથની વાત સાભળીશ?"

"શું કહેવું છે?"

અબીલા—"હુ કયા છું અને તુ કોણ છે!"

વટેમાર્ગુ—"હુ મુસાફર છુ. તુ જંગલમા છે."

અબીલા—"તમે કયા જાઓ છો?"

વટેમાર્ગુ—"હલવાન."

અબીલા—"તમે હલવાનના રહીશ છો?"

વટેમાર્ગુ—"નહિ, હું ઇસલામી સૈન્યનો એક સેપાહ છું."

અબીલા—"હલવાન અહીંથી કેટલે દૂર હશે?

વટેમાર્ગુ—"તારે પુછવું છે શું!!"

અબીલા—"ભાઇ નાખુશ ન થા. તારે ઊભુ તો રહેવું પડ્યું. માફ કર, મારે ઇસલામી લશ્કર સુધી જવું છે."

વટેમાર્ગુ—"પણ ચાલીશ કેવી રીતે?"

અબીલા—"તમે મને સડક સુધી લઇ જાઓ."

વટેમાર્ગુ—"આવ."

વટેમાર્ગુએ હાથ પકડયો ત્યારે અબીલાના મનમા આવ્યું કે આ હાથ સાથે મસઊદે હાથ મેળવ્યા હશે, આ આંખે મસઊદને જોએલ હશે, આ માણસે મસઊદ સાથે વાતો કરી હશે. તે દિલને રોકી ન શકી, આંખમાંથી આસુ નિકળી પડયાં અને તેનો હાથ આંખે લગાવ્યો.

વટેમાર્ગુ—"આ શુ કરે છે? તુ કોણ છે?"

અબીલા—"આપનો આભાર માનુ છું."

વટેમાર્ગુ—"મારે ઉતાવળ છે. બસ. આ સડક આવી, જા!"

( ૬ )

સાઅદ—"આખા ઇલાકામાં આજના જેવી લડાઇ નહોતી થઈ. ઇરાનીઓનો દમ આ વખતેજ નિકળશે એવી આશા નહોતી. ઇરાન આખાનું લશ્કર લાવી ખડું કરવામાં આવ્યુ હોય એમ લાગે છે. મુસલમાનોએ આજે જે બહાદુરી બતાવી છે, તે જોનારને છક કરી દે તેવી છે. ખુદાએ ચાહ્યું તો હવે ફતેહ મળવાને વાર નથી."

કઅકાઅ—"બેશક, બહાદુરોને ઈસલામે આજે પોતાનું જોહર બતાવી આપ્યું છે. અત્યારે તેમના મુકાબલામા બે લાખથી વધુ ફોજ છે, પણ એ આપણા ફિદાઇઓનીજ હિમ્મત છે કે ઇરાનીઓનું બળ ચાલતુ નથી. જે વખતે શત્રુઓ ડાબી બાજુએ હુમલો કરી પહાડની માફક પડયા ત્યારે ખુદાએજ આપણી લાજ રાખી, નહિતર મેદાન હાથથી જાત!"

રાત પૂરી થવા આવી હતી તે વખતે કઅકાઅ આ વાતચિત કરી રહ્યા હતા. જૂદી જૂદી યોજનાઓ પર વિચાર થતો હતો અને આ ચર્ચા ચાલુ હતી તેટલામા બાગીએ ખુદાએ વાહિદની મહાનતાનુ ગીત ગાઇ રાત્રિની વિદાયગીરીનો પૈગામ પહોચાડ્યો. મુસલમાનો કલમએ તૈય્યબ પઢતા ઉઠયા, વજૂ કર્યું, નમાઝ પઢી અને મૈદાનેજંગમા આવી ઉભા થયા.

ઇરાનીઓ તરફથી આજે પહેલા ફસીર નામનો પહેલવાન મુકાબલામા આવ્યો અને બોલ્યો—"તમે હજી ચાલ્યા ગયા નથી એ તમારી બેવકૂફાઇ છે. ત્રણ દિવસ થયા તમે અમારી દિલેરી જોઇ રહ્યા છો, તમે કદાચ એમ ધારતા હશો કે પાછલી લડાઇની માફક અહીંથી પણ અમે નાસી જઇશુ—અમે કોણ છીએ તે તમે હજી જાણી શકયા નથી. હજી નહિ માનો તો જોઇ લેશો, કે તમારા માથે કજા આવી રહી છે. આવો, તમારામાથી જે બહાદુર હો તે ! જેને મરવુ હોય તે સામે આવે કે તેની ઇચ્છા પૂરી કરૂ !"

હાશમ મુકાબલો કરવા નિકળ્યા. બને વચ્ચે ઘણી વાર સુધી યુદ્ધ મચ્યું. આખરે અરબી તલવારથી ઇરાની કતલ થયો. તેના પડતાંજ આખું ઇરાની દળ હાશમ પર ટુટી પડ્યુ. હાશમ આ સંકડામણમાથી નિકળ્યા તો ખરા પણ એવી હાલતમા કે આખુ શરીર જખ્મોથી ચૂર હતું. ઇરાનીઓએ તરત ડાબી બાજુની ફોજ પર આક્રમણ કર્યું. મુસલમાનો પણ એવી બહાદુરીથી લડયા કે સુર્ય ઢળવા આવ્યો પણ તેઓ પોતાની જગ્યાએથી ન હઠયા.

કઅકાઅ જમણી બાજુએ હતા. તેઓ દસ હજારની ફોજ લઇ, જંગી-કાલ્ન ખિલાફ આગળ વધ્યા અને ઇરાની સૈન્યની ડાબી બાજુએ વિજળીની આફત પડ્યા. ઇરાની સૈન્યના એક ભાગે ઇસલામી સૈન્યની ડાબી બાજુ પર હલ્લો કર્યો હતો પણ બાકીના ઇરાનીઓ એવી દિલેરીથી કઅકાઅ પર તુટી પડ્યા કે જો સાઅદ, ઉમરને ત્યા ન મોકલત, તો એક માણસ જીવતો રહેવા ન પામત. મદદ મોકલી તો પણ બે હજાર ઉપરાંત મુસલમાનો શહીદ થયા અને લડાઇ પાછી જામી. આજે લડાઇનો નિર્ણય આવી શકયો નહિ અને લડાઇ બીજા દિવસ ઉપર મુલતવી રહી.

સાંજ પડતાજ સાઅદે ઇસલામી શહીદોને દફનાવ્યા ને કહ્યું:

"મુસલમાનો! આ મરી નથી ગયા, જીવતા છે. તેમના ચહેરા જૂઓ, નૂરે ઇસલામથી ચમકી રહ્યા છે. તેઓ એ દિવસ જોવા ઉત્સુક છે, જ્યારે તમારો પાક જોશ હલવાનની ફતેહ સાથે ઇરાકે અરબમા ઇસલામનો ઝુંડો બુલંદ કરે. જમાનો સેંકડો વર્ષ આગળ નિકળી જશે. ઇરાકે અરબની હુકુમત કેટલાય તાજ બદલશે. તમારી ફતેહ ઇતિહાસમા અમર રહેશે. આ મુર્દા હાડકાઓ તમારા શૌર્યની જીવતી યાદગાર છે, મુસાફરોને તે બતાવી આપશે કે મુસલમાનોએ આ સરજમીન કેવી રીતે લીધી. રાત માથે આવી ગઇ, જો કાલે પણ ફતેહ ન મળી તો પરિણામ સારૂં નહિ આવે. જે હિમ્મતે તમને અહિં સુધી પહોચાડયા તેથી અલ્લાહનું નામ લેતા હલવાનમા દાખલ થઇ જાઓ. ઇરાનીઓએ ચોતરફથી જાસૂસ છોડયા છે, જે ભિન્ન ભિન્ન વેશમા ફરતા ફરે છે. ચેતતા રહેજો કે કોઇ લશ્કરમા દાખલ ન થાય.



( ૭ )

રાત અંધારી હતી પણ આકાશપટ તારાઓથી ચમકી રહ્યો હતો. મોસમ ગરમીની હતી પણ હવા ઠંડી. સમય સુનસાન હતો પણ વૃક્ષો ઝુમતાં હતાં. હવા ઇસલામી નરવીરોની સદાકતના ગીત ગાઇ રહી હતી કે પહેરેગીરે લલકારી કહ્યુ-—

" કોણ ! "

—

........

"જવાબ દે, નહિંતર ગોળી આવે છે."

" મારે કંઈ કહેવું છે."

" થોભ, આગળ ન આવ !"

પહેરેદારે જઇ જોયું તો બરાબર ચાલવાને પણ અશક્ત, કેડથી વળી ગએલ, ભૂખથી અને દુઃખથી વૃદ્ધા જેવી દેખાતી એક આંધળી, ખામોશ ઉભી છે.

પહેરેદાર—"કોણ છો ! કેમ આવી છે !

ઓરત—"સાંભળ્યુ છે કે મુસલમાનોમા ઇનસાનિયત છે. જો આ મુસલમાનોનું લશ્કર છે તો મારે એક અરજ કરવી છે."

પહેરેદાર—" હા, આ ઇસલામી લશ્કર છે. જો તુ જાસુસ નહિ હો તો ખુશીથી તારી મદદ કરશું."

ઓરત—" એક અંધ લાચાર સ્ત્રી શુ જાસૂસી કરવાની ! મારૂં એક કામ કરો. તમારે હાથે ગોળીથી મારી નાંખો !"

પહેરેદાર—" અને આ પગે શું થયુ છે ! આ તો લોહીલુહાણ છે, પાકી રહ્યો છે ! "

ઓરત—" થોડીક પીડા થાય છે."

પહેરેદાર—" કાંટો હશે, લાવ કાઢી દઉં."

ઓરત—" નહિ તમે મને ત્યા પહોચાડી દો જ્યા—"

પહેરેદાર—" તું જાસૂસ છે ! અંદર જવાની શુ જરૂર છે ? જો. આ એક માણસ તો કેદ પકડાયો છે, તેની સાથે તુ પણ કેદ થઇશ...કોણ ?"

મસઊદ—" શું છે ! કોણ છે— કોની સાથે વાત કરે છે ? "

પહેરેદાર—" એક આંધળી સ્ત્રી છે."

મસઊદ—" જાસૂસ હશે, કાઢ ! જા, ચાલી જા."

મસઊદ ઘોડો દોડાવતો અંદર ચાલ્યો ગયો. પહેરેગીરે સ્ત્રીને જોઈ તો તે બેહોશ પડી હતી. બોલાવી, શરીર હલાવ્યું, બહુ મુશ્કેલીએ ભાનમાં આવી, ત્યારે પહેરેગીર રસ્તા પર લઇ ગયો અને કહ્યું, જા, આ તરફ જા.



## ( ૮ )

મિલાપ વિયોગથી પુરલુત્ફ અને કામયાબીની ઉમેદ, કામયાબીથી મોટી કામયાબી છે. હું અબીલાની મોહબ્બતમા નાકામ થયો. તેમા શિકાયત શાની! મોહબ્બતનો અંજામ, ઇશ્કનું પરિણામ એજ છે. પણ મારા દામને મોહબ્બતપર તો બેવફાઇનો એવો ડાઘ છે, જે કેમે ધોવાય નહિ. મોત માગવું એ ખોટું, પણ એવી ખાહિશમા કઇ ગુનાહ નથી કે શિર તેના ચરણોપર હોય અને શ્વાસ નિકળી જાય! તેણે અત્યાર સુધી પ્રેમ પર કલંક લાગવા ન દીધુ વિચારમા પણ ન આવે તે કર્યું અને અશકયને શકય કરી બતાવ્યુ હું હયાત છુ અને તેનો પત્તા નથી કે તે કયા છે, કેવી હાલતમા છે' એક સલ્તનતની માલિક, એક રાજ્યની રાણી, મારે કારણે કેટલી બદનામ, કેવી રૂસ્વા થઈ' કેટલી વાર, કેટલી મુસીબતોમા ફસાઇ! બાપ, ભાઇ, દોલત, સલ્તનત બધુ ગુમાવ્યુ. કેદમા ગઇ, અન્ન વગર રહી. બધુ સહ્યું, બધું ઉઠાવ્યું. ઇરાનનું પુષ્પ મારી ખાતર કરમાયુ. ઇશકનું સૌંદર્ય મારી ખાતર બરબાદ થયુ. સાઅદ મારી બેકરારી, દીવાનગી, બેતાબી સારી રીતે જાણે છે. હવે હું મારી બધી કહાણી કહી દઇશ. ઇન્શાઅલ્લાહ, અમારી ફતેહ છે. લશ્કર હવે પાછુ જશે. મારે થોડા દિવસની રજા લેવી છે—આજેજ બધી વાત કહીશ.

રાતનો પાછલો પહોર હતો, મસઊદે રોઇરોઇ પોતાનું દાસ્તાન સાઅદને સભળાવ્યુ. સાઅદ પણ બેચેન થઇ ગયા. મસઊદની સબર અને વફાદારી જોઇ છક થયા, આટલું છતા ઇસલામને હમેશ વફાદાર રહેવા માટે તેની પ્રશસા કરી, ગળે લગાવ્યો અને કહ્યું, " બરસનો વાલી હરમુઝ કેદ છે તેને લાવો. કદાચ તેની પાસેથી કાંઇક જાણી શકાશે "

થોડીવારમા મસઊદ, હરમુઝને લઇ હાજર થયો ત્યારે સાઅદે કહ્યું - " મારો એવો મત હતો કે તમને સૌની સામે કતલ કરૂ. તમારા કુકર્મો માટે તૌબા કરો તો એ શરતે છુટકારો આપુ કે જે સ્ત્રીને ખોળવા છતા ન મળી તેના વિષે જે કાંઇ જાણતા હો તે કહો. "

હરમુઝની આખોમા આસુ ભરાઇ આવ્યાં અને કહ્યું·—

"જે ચદ્ર આ આસમાન પર પ્રકાશ્યો, જે ફુલ આ ભૂમિમા ખિલ્યું, જે કુમારિકા આ મુલ્કમા જન્મી, જેની જોડ આ દેશમા, આ ધર્મમા આ પ્રજામા ન થઇ છે, ન થશે, તે માઝદરાનની મલેકા અબીલા હતી. રાજ્યો તેની ઠોકરમા અને ઇજ્જત તેના ચરણોમા હતી, છે અને રહેશે. મને મારી

કતલ કે બરસના પતનની પરવા નથી, વિચાર સરખો પણ નથી. અફસોસ છે—અફસોસ નહિ રંજ, રંજ છે—રંજ નહિ સદમો છે કે મેં એ સૌંદર્યના અંબારને, મોહબ્બતની મૂર્તિને હાલહવાલ કરી, બરબાદ કરી. દુનિયા જેની પાછળ ગાંડી હતી અને હેરાન આખું દીવાનું હતું તેણે પોતાની પવિત્રતાપર ડાઘ લાગવા ન દીધો, આબરૂને આંચ આવવા ન દીધી. મેં મારી હુકૂમતના ઘુમંડમાં, દોલતના નિશામા અને જવાનીના મદમાં તેની સાથે જે વર્તન ચલાવ્યું તે કાળજું વિંધી નાખે છે. તેની આંખો ખોટી કરી, તેને પોતાને કેદ કરી પહાડ પર નજર કેદ રાખી. પણ કોઇ મુસીબતે, કોઇ દુઃખે, કોઇ પીડાએ તેના પગ ડગમગાવ્યા નહિ. તેના કપડાં ચીંથરે હાલ, તેનું બદન જખ્મી, તેના પગ લોહીલુહાણ અને હાલત કંગાલ થઇ ગઇ, પણ તેનો દામનેઅસમત પાક રહ્યો. તેની જીંદગીની દુઃખીમાં દુઃખી અવસ્થા મેં કરી. આહ ! મેં જુલ્મ કરવામાં હદ વટાવી. મેં તેને એમ ઠસાવ્યું કે મસઊદ તારી શિકલથી નફરત કરે છે, તારાથી ભાગતો ફરે છે અને તારા નામથી બેઝાર છે ! તેણે એ સાચું માન્યુ અને કહ્યુઃ તે સાચો છે, હું મારી બદસુરતી બતાવી તેને દુખ નહિ દઉં !

' મસઊદ ! હજી હમણાજ થોડા કલાક પહેલા જે આંધળી સ્ત્રીને તમે કાઢી મેલી, જેના પગ લોહી લુહાણ હતા, તે તમારી મહેબુબા અબ્લીલા હતી જે માત્ર તમારા અવાજની ભૂખી હતી. તમારા ચાલ્યા જવા પછી તમારો અવાજ સાંભળતાંજ તે બેહોશ થઇ ગઇ અને જ્યારે હોશમા આવી ત્યારે પેહેરેદાર સડક ઉપર છોડી આવ્યા.

સાઅદ—"બેશક, આ ઔરત માટે ઈરાન મગરૂર થઈ શકે છે !"

હરમુઝના છેલ્લા વચનો સાંભળતાજ મસઊદ ચક્કર ખાઇ " મઝલૂમ અબ્લીલા !—અસ્મતની દેવી........" બેહોશ થઇ ગયો.

કલાક દોઢ કલાક પછી હોશમાં આવ્યો કે જંગલ તરફ ચાલી નિકળ્યો. ચારે તરફ શોધનો ફર્યો, જોર જોરથી બોલાવી, રોઇ રોઇ પુકાર કર્યા પણ બધું નકામુ.

## ( ૯ )

આજે ઉગનાર સુર્યે ઇરાકે અરબમાં કુતુહાનેફારૂકી પુરી કરી, અને જ્યાં પહોંચવાનો તર્ક પણ ન થઇ શકે ત્યા બધે અઝાનનો અવાજ બુલંદ કરી દીધો. સવારની નમાઝથી ફારેગ થઇ, મુસલમાનો મેદાને જંગમા આવ્યા અને જોરથી તકબીરનો નાદ કર્યો. ઇરાનીઓ પણ તરત મુકાબલે નિકળ્યા. મુસલમાનો કંઇ કરે તે પહેલાં ઇરાનીઓએ પહેલે દિવસે કર્યું હતું તેમ તીરનો વરસાદ વરસાવવા માંડયો અને એવી સચોટ તીરંદાજી કરી કે ડ.બી બાજુપરના ઘણા જખ્મી થયા. મુસલમાનોએ પણ આનો જવાબ વાળ્યો પણ તેમની કોશિશ વ્યર્થ ગઇ, અને બપોર સુધી આજ રંગ રહ્યો. છેવટે સાઅદે હુમલાનો હુકમ આપ્યો અને કઅકાઅ તથા હાશમ પોત પોતાની ફોજ લઇ વિજળીની માફક પડયા. ચાર સાડાચાર કલાક સુધી હાથો-હાથની લડાઇ ચાલી. મુસલમાનોએ બહાદુરી બતાવવામાં કસર ન રાખી પણ ઇરાનીઓ એક ડગલું પણ પાછા ન હડયા. લડાઇનો આ રંગ જોઇ યઝદગુર્દ ચીડાયો. તે જાણતો હતો કે મુસલમાનો આમ હઠવાના નથી. એટલામા સામેથી ધુળ ઉડતી દખાઇ અને માલુમ પડયું કે સરદાર મેહરોઝ, પચીસ હજારની ફોજ લઇ યઝદગુર્દની મદદે આવ્યો છે.

ઇરાનીઓની હિમ્મત વધી યઝદગુર્દના દિલને શાન્તિ થઇ, કેમકે હવે તેને ફતેહની ખાત્રી થઈ. મુસલમાનો માટે આ બહુ નાજુક વખત હતો. ઇરાનીઓને કુમક મળતી જોઈ મુસલમાનો રખેને પાછા હઠવા માંડે એમ વિચારી સાઅદે લલકારી કહ્યુ: “મુકાબલો ફોજનો નહિ પણ ઇસ્લામ અને કુફ્ર, સત્ય અને અસત્ય, નેકી અને બદીનો છે. ઇરાનીઓ ચોગણી ફોજ લાવે તોપણ તમારાપર ફતેહ મેળવનાર નથી તમારા સાથે તમે જેના કામે અહીં આવ્યા છો તે ખુદાની ફોજ છે. હિમ્મત ધરો અને આ લોકોને બતાવી આપો કે નિય્યતમા સદાકત હોય તો થોડાક, ઘણાઓને હરાવી શકે છે.

મુસલમાનો શેરની માફક ધસ્યા અને તકબીરનો નાદ કરી એવા જોરથી પડયા કે મેદાન લાશોથી ખડકાઇ ગયુ. સાજ સુધી આજ હાલત રહી. સુર્ય આથમવાની તૈયારી કરી રહ્યો હતો કે મેહરોઝે પોતાની તાજી ફોજ લઇ હુમલો કર્યો અને હાશમના દસ્તાપર એવી રીતે આવી પડયો કે હાશમ સંભાળત નહિ તો ફોજના પગ ડગી જાત. હાશમે પોતે આગળ આવી મેહરોઝનો મુકાબલો કર્યો અને એવી એક તલવાર દીધી કે તેનું માથું ધડથી જુદુ થયુ. મેહરોઝ પડયો કે મુસલમાનો એ ફોજપર તુટી

પડયા. ત્યા સાઅદે બુલંદ અવાજે કહ્યું: 'લડાઇનો ફેંસલો આજ વખતે થશે, અને ઇરાકે અરબમા ઇસલામનો ઝુંડો લહેરાશે; નહિંતર જો જીતાયલ ઇલાકા અને શહીદોનાં હાડકા ઇરાનીઓના કબ્જામા ગયા અને તમે આજે પાછા હટયા, તો એ હાડકાઓને પણ ઇરાનીઓ બરબાદ કરશે.' હવે ફોજ પાછી જોશમા આવી અને એવું ધમસાણ યુદ્ધ મચ્યું કે ઇરાન એ લડાઇ હમેશાં યાદ રાખશે. આ હુમલામાં મુસલમાનોએ શત્રુની અર્ધ ઉપરાત ફોજ કાપી નાખી અને ઇરાનીઓ પાછા હટયા. ઇરાનીઓ પાછા હટયા કે મુસલમાનો હક્ક! હક્ક 'ના નાઅરા લગાવતા આગળ વધ્યા, અને ખૂબ તલવાર ચાલી. આફતાબ ગુરૂબ થઇ રહ્યો હતો કે યઝદગુર્દ મેદાનમાથી ભાગ્યો અને તેના નાસતાંજ ફોજ પણ નાઠી.

દસ્તૂર મુજબ સાઅદે સૌથી પહેલાં ખુદાના શુકર અદા કર્યા અને તે બાદ હલવાનમા દાખલ થયા. રાત્રિએ ઇસલામી યોદ્ધાઓને આવકાર આપ્યો. યઝદગુર્દે ભાગી રેમાં મુકામ કર્યો. હલવાનની જીતે ઇરાકે અરબના રાજ્યની લગામ મુસલમાનોના હાથમા મેલી.

રાત ગુજરતા સવારની નમાઝથી જ્યારે મુસલમાનો ફારેગ થયા, ત્યારે સાઅદે, કઅકાઅ, હાશમ અને બીજા મોટા સરદારોને સંબોધી કહ્યું: "ખુદાએ આપણને સહાય આપી અને હવે આપણી ફતેહો પુરી થઇ. આપણે પાછા ફરવાનું છે પણ મસુઉદ જેવા યોદ્ધાથી જુદાઇ થતી જોઇ, આપણને દિલી રંજ થાય છે. તેઓ પોતે લાચાર છે કે આપણી સાથે આવી શકતા નથી અને હું પણ તેમને આગ્રહ કરી શકતો નથી. તેમણે જે સચ્ચાઇ, નિખાલસતા, બહાદુરી અને દિલેરીથી આ સરજમીન પર આપણને મદદ કરી, તેનો આભાર પૂરી રીતે આપણે માની શકીશું નહિ."



(૧૮)

"મસજીદનો એ ઓછો એહસાન નથી કે તેણે અવાજ સંભળાવી દીધો–હજી એ અવાજ મારા કાનોમા ગુંજી રહ્યો છે. તેણે મને કાઢી મેલી, તેમા એ શું કરે? તેનો શું વાંક? હા, મે તેને તકલીફ દીધી. મારે તેની નજરે પડવું જોઇતુ નહોતું. એ ઇલ્ઝામ મારી ગરદન પર, એ હાથ મારા દામન પર છે. હુ મોહબ્બતનો દાવો કરૂં છું પણ હુ ખુનું કારણ બની, એ ભૂલ થઇ. તેને હક છે કે તે મને તરછોડી મેલે. હજી સુધી તેનુ કોઈ કામ મોહબ્બતના કાયદા વિરૂદ્ધ નથી થયુ હુ બેશક 'ગુનેહગાર છુ' દિલમા હજુ ખાહિશ છે કે એકવાર આંખો તેને નિહાળી લીએ, પણ મારી ખાહિશ ખોટી...

'મસજીદ, મારી કસૂર માફ કર'"

"આજે તરસ બહુ લાગી છે. પરમ દિવસે કોઇ અલ્લાહના બંદાએ પાણી પાયુ હતું. કોણ મારા માટે કૂવામાથી પાણી કાઢી લાવી આપવા નવરૂ છે' ખુદા જાણે વસ્તી કેટલી દૂર હશે' કદાચ કોઇને દયા આવશે તો થોડુંક પાણી પીવડાવશે.'

રાત અંધારી અને આસમાન વાદળાથી ઘનઘોર થઈ ગયુ હતું. બંને ઝુમી રહ્યા હતા જંગલ બયાબાનમા આ બેચેન હસ્તી, જેને દિલમા રહી રહીને દર્દ થઇ રહ્યું હતુ, તે કલ્પાત કરી રહી હતી. તેના પગમા પાક હતો, જખમમા પીડા હતી. પણ તે પોતાના પ્યારાની યાદમા બધુ ભૂલી ગઈ હતી. પગ ઉઠાવતી ને દર્દ થતું કે તરત એક હાથમા પગ પકડી ચાલતી અને પોતાના વિલાપમા મસ્ત થતી. ઘડીક ખામોશ થઇ. કંઇક વિચારમા ડુબી, એક ઊંડો શ્વાસ લીધો અને બોલી —

"મસજીદ મારી કસૂર માફ કર'"

ઝૈતૂનના ઝાડ નીચે એક ઝુંપડીમાથી કોઇ બુઢ્ઢો ફકીર બહાર નિકળ્યો. તેણે અંધારામા જોવા અને બદનસીબ ઇનસાનને ખોળવા ચાહ્યુ પણ દૂર સુધી અંધારૂ ફેલાએલુ હતુ અને આસમાને આસુ પાડવા માંડયા હતા. ચારે તરફ નજર દોડાવી. ગર્જના થતી હતી પણ વિજળી નહોતી. તેટલામા ફરીને એજ દર્દઅંગીઝ અવાજ કાને પડયો

'મસજીદ મારી કસૂર માફ કર''

ફકીર તે અવાજ તરફ ફર્યો. અંધારૂ ઘોર હતુ કાંઇ નજરે પડતું નહોતું. એક વાર ફરીને તેજ શબ્દો સંભળાયા. એ બાજુ ચાલી થોડેક ગયો તો ઝાંખી આકૃતિ પરથી કોઇ હોય એમ જણાયુ...પૂછ્યુ.

"રાત્રિના અંધકારમા, હે માણસ! તને જંગલમાં કઇ મુસીબત ખેંચી લાવી?"

અબીલા—"તમે પૂછીને શુ કરશો?"

ફકીર—"તારા વિલાપમા દર્દ, તારા અવાજમા કરૂણા અને તારી બેકરારીમા ચોટ હતી."

અબીલા—"હું સ્ત્રી છુ અને આંધળી છુ. આ કયું સ્થળ છે?

ફકીર—"આ જંગલ છે. અહીંથી બે કોસ પર મદાયન છે."

અબીલા—"હું તરસી છુ, થોડું પાણી આપશો?"

ફકીર—"હા, ખુશીથી. ચાલ, મારો હાથ ઝાલ ને મારી ઝુંપડીમાં ચાલ."

અબીલા—'ચાલો.'

વરસાદ વધી ગયો હતો. ફકીરે અબીલાને આશ્રમમા લાવી બેસાડી, પાણી પાયું અને કહ્યુ: 'ભૂખ લાગી હોય તો ખાવાનું લાવું?"

અબીલા—"હા."

ફકીર રોટલી લાવ્યો, તે ખાધા ખાઇ લીધુ ત્યારે ફકીરે કહ્યુ. "તારા કપડા બધા ભીંજાઇ ગયા છે, પછી એવુ ન થાય કે તુ બીમાર થઇ જાય! તારી પાસે બીજાં વસ્ત્રો પણ નહિ હોય'

અબીલા—"ન તો કપડા છે કે ન તો બદલવાની જરૂર છે"

ફકીર—"અને આ પગ—લોહીથી ખરડાઇ ગયા છે!"

અબીલા—"હા, હશે."

ફકીર—"નેકબખ્ત ઓરત, તુ કોણ છો?"

અબીલા—'એક બદનસીબ ઇનસાન છુ.'

ફકીર—"આવી મુસીબત કેમ આવી તે કહીશ? શું તારૂ કોઇ સગુંવ્હાલું નથી? હુ તારા ભેદનો ભાગીયો બનીશ અને બનશે ત્યા સુધી તને મદદ આપીશ. મારી વાતચિત ઇરાનીઓ જેવી છે, પણ હુ ધર્મે મુસલમાન છું. આ જીભે જે કહીશ તેમા ફરક નહિ આવવા દઉં."

અબીલા—"મેં ઇસલામની બહુ તારીફ સાભળી છે અને ઇસલામી સૈન્યના વડા સિપેહસાલારનું એક એવું કામ પણ જોયુ છે અને હું કહી શકું છું કે ઇસલામ કુદરતી ધર્મ છે. મને તમે તેનાં સિદ્ધાતો શીખવશો?"

ફકીરે અબીલાને મઝહબની અગત્યની બાબતો સમજાવી અને કહ્યુ: "હું વેપાર અર્થે અરબસ્તાન ગયો હતો, ત્યા મેં ઇસલામ વિષે સાભળ્યુ અને મદીના ગયો."...જ્યારે ફકીરને મોઢેથી એ શબ્દો નિકળ્યા કે 'ત્યા મને

રસૂલે બરહક્કના દીદાર નસીબ થયા ' ત્યારે અબીલાના મનપર એક અજબ અસર થઈ. પહેલા તો મસઊદનું જીવન જોઇનેજ ઇસલામ તરફ ઢળી હતી. સાઅદના સદ્દ્વર્તને તેના મનને ઇસલામ ઉપર ફિદા બનાવી દીધું હતું. હવે જ્યારે ઇસલામની પૂરી હકીકત સાભળી ત્યારે તેણે કહ્યું " મને પણ ઇસલામમ દાખલ કરો. "

ફકીરે કલમએ તવહીદ પઢાવ્યો, ત્યારે અબીલાએ કહ્યું " તમે કેવા ખુશનસીબ છો કે ઝિયારતે રસૂલ કરી આવ્યા. મારા કરતાં વધુ હતભાગી બીજું કોણ હોઇ શકે કે એટલુ પણ મારાથી હવે થઇ શકશે નહિ કે હુ એ પ્યારાના મઝારે પહોચું ' જમાનાએ મારી આખો પણ ખુચવી લીધી. ખુદાની કુદરત નિહાળવા પણ હવે એ આખો અશક્ત છે!"

ફકીર મોહબ્બતેરસૂલના આ પ્રવાહથી બેઅસર રહી શકયો નહિ. તેનું દિલ જોશથી ઉભરાયુ અને નિરાધાર અવસ્થાનો નમૂનો જોઈ બીડાયલા હોઠ સહેજ ઉઘડયા. તેણે પોતાનો હાથ અબીલાની આખોપર ફેરવ્યો અને કહ્યુ: " તેજહીણ આંખોને રોશન કરનાર ખુદા છે. ખરેખર, તે સર્વ શકિતવાન, સર્વજ્ઞાની છે. "

ખુદાના ભક્તોની દુઆ અજબ કબૂલીયત ધરાવે છે. અબીલાની આંખમાથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો અને તેની સાથે અજવાળા માટે ઝંખતી આખો દેખતી થઇ. ફકીર ઉઠયો, થોડું પાણી લાવ્યો અને અબીલાના રોકવા છતા લોહીલુહાણ પગ ધોઈ સાફ કર્યા. પાટો બાંધવા કાંઇ નહોતું. ફકીરે કફની ફાડી, લાબો લીરો કાટી, પગે બાંધ્યો અને પૂછ્યું: "બેટા, કયાં જવું હતું?"

અબીલા—" બાવા! હવે અહીંજ જીવન ગાળીશ. મારા અરમાન પૂરા થયા... હા, હજી ઇસલામી સૈન્ય સુધી જવા દિલ થાય છે—હલવાનમા શુ થયુ હશે!"

ફકીર—" હુ ત્યાજ હતો. મુસલમાનોએ હલવાન ફતેહ કર્યુ. પરમ દિવસે ફતેહમંદ લશ્કર પાછું પોતાને વતન જાશે."

અબીલા—" શું બધાય જાશે? અહીં કોઇ નહિ રહે?!"

ફકીર—" હા, આખુ સૈન્ય જશે—તું પણ જા. ખુદાની રહેમતથી નાઉમેદ ન થા!"



(૧૧)

"અમારૂં મન નથી માનતુ કે અમે ખુશી ખુશી થતા વેર જઇએ અને તમે અમારી સાથે ન હો. અમે તમને અમીરૂલ મોઅમેનીનની ખિદમતમા રજુ કરત અને કહેત કે, આ છે ઇરાનની એ કાબિલેનાઝ હસ્તી, જેણે હર વખત અને હર જગ્યાએ એવી મદદ કરી છે કે જેના શુક્રિયા અદા થઇ શકતા નથી. હુ ઘણાજ રંજ અને અનહદ અફસોસની સાથે તમને છોડી રહ્યો છું, પણ અમારી દોઆ તમારી સાથે છે અને અમને આશા છે કે તમે જેવા છો તેવાજ સાબિત કદમ રહેશો. હુ એક ગુનેહગાર બંદો છું, પણ મારી દિલી દુઆ છે કે 'તમારી ખોવાયલ ચીજ તમને મળી જાય' જો તમે તમારી શોધમા સફળ થાઓ તો મારા સલામ કહેજો. તમારી સેવાના બદલામા હુ આ તલવાર તમારી કેડે બાધુ છું જે આજેજ અમીરૂલ-મોઅમેનીન તરફથી તમારા માટે આવી છે. હું અમીરૂલમોઅમેનીન તરફથી તમને સલામ પહોંચાડું છું અને ઉમેદ રાખું છું કે તમે તોહફએ ફારૂકીની હંમેશ કદર કરશો. મસઊદ ! હર તકલીફમાં, કોઈ પણ દુઃખમાં ખુદાપર ભરૂસો કરજો. દુનિયા અજમાએશની જગ્યા છે, અહી જે વાવશો તે ત્યા લણશો."

મસઊદની નિગાહ નીચી હતી. તેની આંખમાંથી દડદડ આંસુ પડી રહ્યાં હતાં. જ્યારે સાઅદે તલવાર બાધી તેના માથાપર હાથ રાખ્યો ત્યારે તેનું ગળું રૂંધાઇ ગયું. ફોજે દુઆ બાદ 'આમીન' નો એવો નાઅરો કર્યો કે મેદાન ગુંજી ઉઠ્યું.

મસઊદ—"મને માત્ર એટલી રજા આપો કે હું ચાર મંઝિલ આપની સાથે આવું પછી કયાંક પડયો પડયો અલ્લાહ અલ્લાહ કરીશ. ગઇ વસ્તુ હવે તો ખુદા મિલાવે તોજ મળે!"

સાઅદ—"જેવી તમારી ઇચ્છા. પણ તમે સાથે આવતી વખતે જોતા રહેજો, કદાચ મળી જાય તો અમારી સાથેજ આવી શકાય."

ઇસલામી સૈન્ય ઘોડાપર સવાર થયું. મસઊદે બુલંદ અવાજે 'સલામ અલ્યક' કહી અને સૌએ "વઅલયકોમુસ્સલામ" કહી "ફી અમાનુલ્લાહ!" નો નાઅરો કર્યો. સાઅદે કૂચનો હુકમ કર્યો અને ફોજ રવાના થઇ.



# (૧૨)

"જાણું છું કે તેં ખાકે-અરબથી એક એવો ઇનસાન પેદા કર્યો જે જગત આખાના મનુષ્યોથી બેહતર હતો. જોઉં છું કે તેં ખરા દિલથી તારી ભકિત કરનાર એક ન્હાનકડી જમાઅતને એક મહાપ્રતાપી સૈન્ય પર ફતેહ આપી. સાંભળુ છું કે દુનિયાથી નિરાશ થઇ ગએલ ઝુલેખા જ્યારે તારે બારણે આવી, ત્યારે તે તારી કુદરતનો તમાશો બતાવી દીધો... હુ હવે સર્વ પ્રયાસથી નિરાશ અને હર ઉમેદથી નાઉમેદ થઇ, તને વિનવું છું. તુ રહીમ છે ! તુ કરીમ છે ! સાભળ અને કબુલ કર ! હુ દોલત નથી માગતી, સલ્તનત નથી યાચતી મારી માગણી માત્ર એજ છે કે ' મારા મસઊદથી મિલાવી દે ! ' ફતેહમદ લશ્કર પાછું જાય છે. શુ મસઊદ નહિજ મળે ! ' મિલાવી દે, મૌલા ! મિલાવી દે ! છરી નથી નહિતર આ પગોને કાપી નાખત પ્રેમના માર્ગમા એ અડચણ નાખી રહ્યા છે. ફકીરે આજ રસ્તો બતાવ્યો હતો. મસઊદના ઘોડાની ખરીથી ઉડેલ રજને હુ મારી આખે લગાવીશ, માથે ચોપડીશ..."

મદાયનની સડકપર બેઠી બેઠી, અબીલા આ પ્રમાણે મનમા વાતો કરી રહી હતી. અફતાબ ગુરુબ થવા આવ્યો ટેટલામા ઘોડાની ટાપથી જગલ અને મેદાન ધડકી ઉઠ્યા. તે રોતી હતી પણ અવાજ રુંધાઈ ગયો હતો-ધીમેથી એટલુંજ બોલી· " હવા ! આ હતભાગીનીનું એટલુજ કામ કર કે મસઊદના અશ્વે ઉડાડેલ ધૂળ મારી આખ સુધી લઇ આવ ! " ધૂળ ઉડીઉડીને તેના ચહેરાપર આવી રહી હતી અને તે તેને માથે લગાવતી હતી. કલાકભર આમ ચાલ્યુ. જ્યારે આખું સૈન્ય પસાર થઈ ગયું ત્યારે તે ઉઠી અને કહ્યું " હવે એ ભુમિને ચૂમીશ—તે ઉપર થઈ મસઊદ ગયા હશે. "

તે ઉઠી અને સડક પર આવી, જમીનને ચૂમી અને બોલી:

" આજ દિવસ સુધી થોડી ઘણી ઉમેદ હતી તે પણ પૂરી થઇ, 'મસઊદ' ગયો ! –તે બેવફા નથી...હવે જીવીને શું કરૂ ! "

' અહકમુલ હાકેમીન ! મારી મદદે કોઇ ન આવ્યું. હવે તને કરગરૂં છું કે દુનિયાથી ઉઠાવી લે !..."

એકાએક ઘોડાના આવવાનો અવાજ કાને પડયો. અબીલા ગદગદિત કંઠે પ્રાર્થના કરી રહી હતી. ઘોડેસ્વાર અટકયો અને કહ્યું " કોણ ! "

અવાજ મસઊદનો હતો...જવાબ મળ્યો " સર્વસ્વ કુરબાન કરનાર અબીલા ! "

'વ્હાલી અબીલા'!!' તે નીચે ઉતર્યો. બીજીજ ક્ષણે આ પ્રેમીઓના બેદુચંદ્રે જોયું કે મસ્ઊદે પોતાના ગુમ થએલ ગૌહરને છાતીએ લગાવ્યું અને બોલ્યો:

"અબીલા! આ હાલતમાં!!"

*                    *                    *

બીજે દીવસે, ઉગતા આફતાબના સોનેરી કિરણો કુદરતે બિછાવેલ લીલારંગના ફર્શપર પડ્યા, ત્યારે બંને પ્રેમીઓ એક ઘોડા પર બેસી, મદીના તરફ પ્રયાણ કરી રહ્યા હતા વિજયવંત અરબોને ઇરાકે અરબમાંથી ઘણું મળ્યુ હશે, પણ જે **અણમોલ મોતી** મસઊદના ભાગ્યમાં આવ્યું તેની કીંમતનો ભાગ્યેજ કોઇને ખ્યાલ હશે!

વસ્સલામ.



# મીરાતે એહમદી ભાગ ૨ જો.



ગુજરાત જે ઇસલામી મહાત્માઓ માટે મગરૂર છે, તેમના ઉજવલ જીવનવૃતાતો, ગુજરાતની પુરાતન શાહી જાહોજલાલીના દ્રષ્યો અને જાણવાજોગ સ્થળોના અહેવાલો આ નાદર પુસ્તકમા આપવામા આવેલ છે. ફારસીમાથી મહા મહેનતે તૈયાર કરાવેલ આ ગ્રંથનો પહેલો ભાગ જેમણે મગાવી લીધેલ હોય તેમણે જલ્દીથી બીજો ભાગ મંગાવી લેવા વિનંતિ છે કેમકે શહેર અમદાવાદનું પણ તેમા સપૂર્ણ વર્ણન હોઈ નકલો જલ્દી ઉપડી જવા સભવ છે. ઔલિયા અલ્લાહના જીવન ચરિત્રોથી ભરપૂર આ બીજો ભાગ ખાસ કરીને દરેક મુસલમાને વાચવા જરૂર છે. પુસ્તકની ઉપયોગીતા જોતાં રૂા. ત્રણની કિમત નજીવી છે. "પોલીટીકલ ભોમીઓ" ના ગ્રાહકો માટે કિમત માત્ર રૂા. ૨ાા. ગ્રાહક નંબર જરૂર લખવો. નવા ગ્રાહક થનારને પણ ઘટાડેલ કિમતેજ આપવામાં આવશે. આજેજ લખો.

મેનેજર, "પોલીટીકલ ભોમીઓ" અમદાવાદ.

---

# મનસુર મોહેના.



મૌલાના શરર સાહેબના હાથે લખાએલ એક અતી રસીક અને શુરાતનવાળી નવલકથાનો આ અનુવાદ છે, એટલે તેની વધુ તારીફ કરવી એ સોના ઉપર ઢોળ ચડાવવા જેવુ છે. કીંમત રૂા. ૨-૪-૦ પોષ્ટ અલગ.

લખો-મેનેજર,

પોલિટિકલ ભોમીઓ.

મીરજાપુર—અમદાવાદ